# રોઝા લામ્બર્ટ

યાને

# પાદરીની પુત્રી.

રેનોલ્ડ્સ.

રા. અમૃતલાલ ત્રીવેદીની કલમથી લખાયલું
વિષય ઉપર અજબ પ્રકાશ ફેંકતું

# રોઝા લામ્બર્ટ

અથવા

# પાદરીની પુત્રી

ભાગ ત્રીજો.




મુળ લેખક:

ગ્રંથકર્તા મી૦ જ્યોર્જ વીલીઅમ રેનોલ્ડ્સ.

ભાષાંતરકાર:

મગનલાલ શંકરલાલ મોદી.



મુદ્રક અને પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

શ્રી હરિ–હર પ્રીન્ટીંગ પ્રેસ, બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

આવૃત્તિ ૧ લી. જુલાઇ. ૧૯૩૦

કિમ્મત રૂ. ૧–૦.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.



"રોઝા લામ્બર્ટ' યાને પાદરીની પુત્રી" ના પ્રથમ બે ભાગ પ્રગટ થઈ ગયા પછી આ છેલ્લો ત્રીજો ભાગ પ્રગટ કરવામાં અમને અણધારી વધારે ઢીલ થઈ છે તે માટે અમો દિલગીર છીએ. પહેલા બે ભાગના અનુવાદક રા. રા. સાકરલાલ મગનલાલ કાપડીઆ અનિવાર્ય અડચણોને લીધે અનુવાદ સંપૂર્ણ કરી શક્યા નહિ એટલે અમે તે મી. મોદી પાસે પૂરો કરાવ્યો છે; વાંચકોને તેથી પૂરતો સંતોષ મળશે એવી અમને ખાત્રી છે.

પ્રકાશક.



# રોઝા લામ્બર્ટ

## યાને

# પાદરીની પુત્રી



## ભાગ ૩ જો.

---

### પ્રકરણ ૩૨ મું.

### બે હરીફ આશકો.

જ્યોર્જ ઓમોંટનો વિયોગ મને સૌથી વધારે સાલ્યો. ઓમોંટના જેવો નિખાલસ અને શુદ્ધ પ્રેમ મેં કોઇના તરફથી અનુભવ્યો નહોતો; મારૂં પૂર્વ ચરિત્ર તે સંપૂર્ણ જાણતો હતો છતાં તેણે મશ્કરીમાંય મારી તરફ કદી ધૃણા કે અનાદરની દૃષ્ટિ કરી નહોતી; એકલી પડતાં હું બહુ રડી, મેં બહુ નિસાસા નાંખ્યા, અને મન સાથે નિશ્ચય કર્યો કે હવે વધુ ભ્રષ્ટ થવું નહિ, અને ઓમોંટ સફરેથી પાછો ફરે કે તરતજ તેની સાથે લગ્ન કરવાની લાયકાત હું મારાં

હવે પછીનાં સુધારેલાં વર્તનથી સાબિત કરી આપીશ; પણ ભાવિએ જુદુંજ નિર્માણ કર્યું હતું.

હવે બંગલામાં મારે એકલીનેજ રહેવું પડયું. ટોબી પ્રેસનની ધાસ્તીને લીધે દિવસે એકલી અથવા એકાંત માર્ગે ફરવા હું નીકળતી નહિ; રાતનાં બારી બારણાં બરાબર બંધ કરાવતી અને જરા સરખો અવાજ થતાં પણ હું ચમકીને જાગી ઉઠતી. આવા એકાંત દિવસો દર્મ્યાન મને એકવાર સુઝયું કે બોમોંટને મારી છબી પડાવવાનું બહુ મન હતું; માટે લાવ, હમણાં નવરાશના વખતમાં પડાવી લેઉં; એમ વિચારી ગામના એક વૃદ્ધ ચિત્રકારની આગળ મેં થોડા દિવસ "સિટિંગ" આપો અને છબી લગભગ તૈયાર થવા આવી; છેલ્લી પીંછી લગાવીને તથા "ફ્રેમ" જડાવીને મારા પર તે મોકલી આપવાનું કહી, તેને ત્યાં જવાનું પછી બંધ કર્યું.

આ પ્રવૃત્તિ પૂરી થઇ એટલે વળી પાછું એકાંત સાલવા લાગ્યું; તેવામાં બોમોંટનો કાગળ મળ્યો; તેમાં તેણે સુચના કરી હતી કે એકની એક જગાએ ન ગમે તો પાસેનાં દરિયા પર આવેલાં મથકે થોડો વખત ગુજારી આવવો. આથી હું મારી નવી દાસી સાથે રામ્સગેટ આવી અને નેલ્સન ટેરેસ નામની હોટેલમાં જગા ભાડે રાખી રહી. રૂતુ સપ્ટેમ્બર મહિનાની એટલે કે ઉનાળાની હોવાથી આ મથકે ઘણાં સહેલાણીઓ આવી રહ્યાં હતાં; શ્રીમંત અને ખાનદાન કુટુંબો પણ પુષ્કળ આવેલાં હતાં; સવારે અને સાંજે સમુદ્ર કાંઠે ફરવા જનારાઓનો જાણે મેળોજ ભરાતો.

એક દિવસે સાંજે હું સમુદ્ર તીરે શીતળ પવનની લહેરમાં એક નવલકથા વાંચતી બેઠી હતી; તેવામાં વાંકડીઆ વાળનાં ઝુલફાંવાળો, ગોરોગબરૂ, બાવીસેક વર્ષની ઉમરનો એક યુવક મારાથી થોડે છેટે બેઠેલો મેં જોયો. તેનો ચહેરો હોરેસ રેકિંગહામના જેવો એટલે કે સ્ત્રીના જેવો સુકોમળ હતો; મુછ દાઢી તેને ઉગ્યાંજ જણાતાં નહોતાં. તેની સાથે તેનાથી બેએક વર્ષે મોટો દેખાતો એક બીજો યુવક પણ બેઠેલો હતો; બેઉ જણા દુરબિન તાકીને થોડી થોડી વારે અવર નવર મારા ભણી જોયા કરતા હતા; હું ચોપડીમાંથી ડોકું ઉંચું કરૂં એટલે તેઓ દુરબિન બીજી દિશાએ ફેરવી નાંખતા. આવી ચેષ્ટા કરી થોડી વારે તેઓ ઉઠીને ચાલ્યા ગયા. મેં પાછી ચોપડીમાં મુંડી ખોસી અને એકાદ બે મિનિટ નહિ વીતી હોય તેટલામાં "કોણ, મીસ લામ્બર્ટ ?" એ શબ્દો મારે કાને પડયા. મેં ઉંચું જોયું તો મી. આલવનલી મારે પડખે ઉભો હતો. તેણે પૂછ્યું:

"અહિં કયારની આવી છે ? રોઝા."

"દશેક દિવસથી; મહેરબાની કરીને મને મીસીસ બોમોંટ કહીને બોલાવજો." મેં સુણાવી દીધું.

"વારૂ તેમ; તું સુખી તો છે ને ?"

"હા, જી; હું સરકારી કાફલાના એક અમલદાર મી. જ્યોર્જ બોમોંટ સાથે મહોબ્બતમાં છું."

"તે ગમે તે હો; છુટાં પડતી વખતે આપણે જે શરત કરી હતી; તે હું પાળવા માગું છું; આપણે મિત્રો તરીકે એક બીજાના

સમાગમમાં આવીશું અને હું બીજાં કંઇ પણ ઘેલાં ગાંડાં કાઢીશ નહિ."

"તો મોટો આભાર થશે."

"અહો; આપણે કેટલે લાંબે વખતે પાછાં મળ્યાં!"

"થયાં હશે, ત્રણ ચાર વર્ષ. પણ તે બધું સંભારવાનું કામ શું છે?"

"હું તને કેટલી બધી ચહાતો હતો?"

"પણ તમારો પ્રેમ શુદ્ધ તો નહોતોજ. મહેરબાની કરીને કંઇ બીજી વાત કરો."

પછી થોડીવાર અમે આડી તેડી વાત કરી; તેવામાં મેં ઉપર વર્ણવ્યા તે બેઉ યુવકો પાછા અમારી પાસે થઇને પસાર થયા અને મી. આલવનલી સાથે તેઓને ઓળખાણ હોય તેમ તેઓ તેને આંખ મારતા ગયા અને પાછા થોડે છેટે જઇને બેઠા. આલવનલીએ મને કહ્યું:

"જોયા કે પેલા બે નંગો? એક બેલમોરનો માકવીસ અને પાર્લામેંટનો સભાસદ છે; બીજો તેની સાથે છોકરી જેવા ચહેરાવાળો છે તે એક બેરોનેટનો બેટો છે; તેનું નામ હું ભૂલી ગયો છું. ખબર છે? આ બેઉ નંગોને જમાઇ કરવા ઇંગ્લેંડની અમીર કુટુંબની કન્યાઓની માતાઓ કેવી તલસે છે?"

બીજે દિવસે સાંજે સમુદ્રતીરે હું પાછી ફરવા ગઇ. રેતીમાં એક નાનકડી ખુરશી નાંખી હું બેઠી અને જરા તરા વાંચવા લાગી એટલામાં મારે કાને નીચલા શબ્દો પડયાઃ

"તમે તો મારાં મસીઆઇ બેન છો; મેં તમારી ઓળખાણ પાકી કીધી છે."

મેં જોયું તો બોલનાર પેલો વાંકડીઆ ઝુલફાંવાળો યુવક હતો; તેની સાથે તેનો મિત્ર બેલમોરનો માર્કવીસ પણ ઉભો હતો.

"ભાઇ, કંઇ ભૂલ થતી હશે?" મેં કહ્યું.

"ભૂલ શાની? હું સર જોન હેવરસ્ટોક છું; તમે મીસ રોઝા લામ્બર્ટ તે મારી માસીનાં દીકરી છો." તેણે કહ્યું:

બેરોનેટ સર જોન હેવરસ્ટોક મારા માસા થતા હતા તે વાત ખરી; પણ અમને તેમને ત્યાં જવા આવવાનો પ્રસંગ બીલકુલ નહોતો; કેમ જે મારી માતાએ મારા પિતા સાથે કરેલાં પ્રેમલગ્નમાં મારી માસીની સંમતી નહોતી; તેથી તેઓ વચ્ચેનો વ્યવહાર કપાઇ ગયેલો હતો. મારા મસીઆઇએ સ્નેહથી મારો હાથ લઇને ચુમ્યો અને કહ્યું:

"બે વર્ષ પર મારા પિતા ગુજરી ગયા; તે ખબર માસીને લખવા મેં સુચના કરેલી પણ મારી માતાએ વિરોધ દર્શાવ્યો; હું હતો સગીર; એટલે મારૂં શું ચાલે?"

"માસી પણ અહિં આવેલાં છે કે?"

"અરે, નહિ રે! તે તો હવે મીશનરી સોસાયટીઓમાં કામ કરે છે. તેમને ઉત્તર વયમાં ધર્મનું ભૂત ભરાયું છે. મારી બેનને પણ મારી સાથે નથી મોકલી તો!"

"એમ કે? તમારે બેન પણ છે કે?"

"હા, છે; તે જરા સ્વતંત્ર મિજાજ ધરાવે છે ખરી. પણ હું પૂછું છું કે આપણે આટલાં નજીકનાં સગાં હોવા છતાં; જાણે અત્રાપીની માફક વાત કરીએ, તે દીલગીરીભર્યું નથી ? રોઝા ?"

"મને મીસીસ બેમોંટ કહીને બોલાવો."

"વારૂ, તેમ કરીશ."

"હવે, સર જોન; તમે જરાપણ શરમાયા વગર મને જાહેરમાં તમારી મસીયણ બેન તરીકે સ્વીકારી શકો તેમ છો ?"

"શા માટે નહિ ? મેં તમારે વિષે કંઇક કિંવદંતી સાંભળી છે; માસાજીની વિરૂદ્ધનું પણ ઘણું સાંભળ્યું છે; પણ તેથી હું મારાં સગાંઓને ઠપકો આપું અથવા તરછોડી નાંખું તેવો નથી."

"ભાઇ તમે નાદાન છો; સંસારની સારી નરસી તમે જોઇ નથી, એટલે તમે લાગણી ધરાવો તે સ્વાભાવિક છે; પણ મારા કડવા અનુભવો ધ્યાનમાં લઇને હું તમને વિજ્ઞપ્તી કરૂં છું કે આપણે એકબીજાથી અપરિચીત રહેવામાંજ શોભા છે."

"ગમે તે કહો; હું તો તમને અહિં ફરવા આવતી વખતે કે પછી જ્યાં મળશો ત્યાં બોલાવ્યા વગર રહેવાનો નથી......અને આ મારા મિત્ર બેલ્મોરના માર્કવીસ છે." સર જોને તેના મિત્રની મારી સાથે ઓળખાણ પાડી.

અડધોક કલાક મારી સાથે ગપ્પાં મારી તેઓ વિદાય થયા. ઘેર જઇ મેં વિચાર કર્યો કે આ ત્રાસ કેમ સહન થશે ? જ્યાં જઇએ ત્યાં કોઇને કોઇ સગું કે ઓળખીતું નીકળી પડે ? ત્યારે શું

બધાથી મોં સંતાડતા ફરવા મુસાફરીઓજ કર્યાં કરવી ! અને છતાંય, આખાં ઇંગ્લેંડમાં સદંતર અજાણ્યો પ્રદેશ ક્યાં મળી શકે તેમ હતું.

ત્રીજે દિવસે સાંજે પાછી તેજ બાજુએ ફરવા ગઇ; ત્યારે મને મી. આલવનલી મળ્યો; તેનાં મોંઢાં પરથી લાગ્યું કે તે મને કંઇ ખાનગી અને અગત્યની વાત કહેવા ચાહતો હતો. પાસે આવી તેણે કહ્યું:

"મારે તને એક ખાનગી વાત કહેવી છે."

"વારૂ, પણે ઓથામાં જઇને બેસીએ: પછી કહેજો."

અમે જાહેર જનારા આવનારાની નજર ન પડે તેવી જગાએ બેઠા; આલવનલીએ કહ્યું:

"પરમ દિવસે પેલા બે નંગો મેં તને બતાવ્યા હતાને ?"

"હા; તેઓ મારી સાથે કાલે ઓળખાણ પાડી ગયા, એક મારો મસીઆઇ છે અને બીજો બેલમોરનો માર્કીસ."

"તેય મને ખબર મળી છે, પણ તું સાંભળીને અજબ થશે કે તને મેળવવા તે બેઉ જણાઓએ શરત બકી છે.'

"શરત ?"

"હા, હા, તેમાં કંઇ નવું નથી. ખાનદાનના નબીરાઓ બીજો ધંધો પણ શું કરે જે ? બેઉ જણા પૂરા વંઠેલા છે, દરેકે કેટકેટલી યુવતીઓને ફસાવીને ભોગવી હતી તેની હરિફાઇ કરવામાં તેઓ મગરૂરી લે છે, અને સાધનસંપન્ન હોવાથી જે તરૂણી પર તેઓની

ચાનત બગડે તેને હાથ કરવા નીચ ઉપાયો અજમાવતાં પણ તેઓ પાછું ફરીને જોતા નથી."

"મારે માટે શરત બકી છે તે તમે શી રીતે જાણ્યું ?"

"હું, અને તેઓ એકજ હોટેલમાં ઉતરેલા છીએ, કાલે સાંજે જમતી વખતે તેઓ ગુસપુસ કરતા હતા, તે મેં સાંભળી લીધું, જમ્યા પછી દારૂ ઢીંચવા હું તેઓની સાથે બેઠો, એટલે પીધેલાની ધુનમાં તને ફસાવવા તેઓ જે મનસુબો કરતા હતા તે મને કહી દીધો."

"અને તે બદમાશોએ શો મનસુબો કર્યો છે ?" મેં જરા ઉશ્કેરાઇને પૂછ્યું.

"તે એમાંથી તને ફસાવવામાં જે ફાવે તે બીજા પાસે ૫૦૦ ગીની લે અને તારો મસીઆઇ * શેખી કરતો હતો કે તે ૧૦ દિવસમાં તને ફસાવી શકશે."

"અને મી. આલવનલી તમે તેઓને મારા સ્વભાવનો કંઇ પરિચય આપ્યો નહિ ?"

"હું પોતે નીતિ અને ધર્મનું પૂછડું હોવાનો તેઓ આગળ શી રીતે ડોળ કરી શકું ? તું જાણે છે કે એ બાબતમાં અમે બધાજ સરખા ! અને ધાર કે હું તેઓને નીતિના પાઠ શીખવવા બેસું તો શું થાય તે તું જાણે છે ?"

"શું ?"

---

* ઇંગ્લેંડમાં સગાં સગાંઓમાં લગ્ન થઇ શકતાં હોવાથી માસીની દીકરી સાથે વ્યભિચાર કરવાનો ખ્યાલ અમાનુષિક નથી.

"તેઓ મને લાત મારીને તરત બહાર કાઢે."

પછી મને સાવચેત રહેવાનું કહી, તથા મારું સરનામું લઇ આલ્બવનલી ચાલ્યો ગયો અને હું સમુદ્રતીરે રેતી પર આવીને બેઠી. થોડીવારે એલ્મોરનો માંકવીસ આવ્યો અને મારી નજીકમાં બેઠો; અને મારા જરાપણ ઉત્તેજન વગર તે વાતે વળગ્યો, પહેલાં રૂતુ અને હવાની વાત કરી; પછી દેશની રાજ્યદ્વારી બાબતપર થોડું બોલ્યો અને છેવટે તેના મૂળ મુદ્દા-પ્રેમગોષ્ઠિ-પર આવ્યો. તેણે કહ્યું કે તેને જાહેર જીંદગીથી કંટાળો આવ્યો હતો અને હવે તો તે કોઇ લાયક ગુણસુંદરી સાથે જાગીરીના એકાદ ગામડાંમાં શાંત જીવન ગુજારવા ચાહતો હતો. તેની વાતમાં હું જરાય વચ્ચે બોલી નહિં. છેવટે તે ઉઠયો અને સમુદ્રતીરે આંટા મારવા માટે મારો હાથ ઝાલવા તેણે પોતાનો હાથ લંબાવ્યો; પણ મેં તેની સાથે ફરવાની ના પાડી એટલે તે ચાલ્યો ગયો.

અને બીજે દિવસે એજ વખતે સમુદ્રતીરે મારો મસીઆઇ સર જોન મારી પાસે આવ્યો; થોડી આડીતેડી મીઠી મીઠી વાત કર્યા પછી તેણે કહ્યું.

"રોઝા, તને આમ એકલી રહેવાનું શી રીતે ગમે છે? અમારી સાથે ઘોડેસ્વારી કરવા આવને. મારી પાસે ઘણા ઘોડા છે; મારી બેનને માટે પણ હમણાં મેં એક ઘોડો લીધો છે. આ જમાનામાં ઘોડેસ્વારી કરવાની ફેશન તો સ્ત્રીઓમાં બહુ વધી પડી છે."

"માફ કરો," મેં કહ્યું, "મને અહિં પૂરતી તાજી ખુલ્લી હવા મળે છે અને મને એકાંત સાલતું નથી. મારી પાસે વાંચવાનું ભરત

ગુંથણનું વિગેરે પુષ્કળ કામ છે જેમાં હું મારો વખત ગુજારી શકું છું."

"ત્યારે કોઇવાર અમારી સાથે ઉજાણી પર ચાલ."

"તે પણ નહિ બને ! તમે જાણો છો કે હું વિવાહિતા પત્ની નથી."

" પણ તેમાં શું થઇ ગયું ? "

" મારાથી સન્નારી હોવાનો ડોળ કરીને ન ફરાય. "

" ત્યારે તારી હું શી સેવા બજાવું ? તું તો જ્યારે જોઇએ ત્યારે વાંચતી ને વાંચતી. તું કહે તો તારી ઓરડી પર રોજ આવું; આપણે સાથે રમીશું; ગાઇશું; ચીત્ર પાડીશું...... "

" ઓહો, બહુ હુશીયાર દેખાઓ છો, તમે તો; તમારે હવે પરણવું જોઇએ. "

" પરણીને કરૂં શું ? મારાથી એક સ્ત્રીને પકડીને બેસી રહેવાય નહિ. " તેણે નફટાઇથી કહ્યું, " હું તો મધુકરના જેવું સ્વતંત્ર અને આનંદી જીવન ગુજારવાનો રસીયો છું; છતાં જો કોઇ સુંદર, ચતુર, બુદ્ધિશાળી અને સાધ્વી ગુણસુંદરી મળે તો તેની સાથે પણ લગ્ન કર્યા વગર હું જીંદગી ગુજારી શકું. હું પોતે સંત કે મહાત્મા હોવાનો ડોળ કરતો નથી પણ હું ધારૂં છું કે આવી સ્ત્રી સાથે હું પત્નીવ્રત પાળી શકું. "

" સાધ્વી સ્ત્રી તમારી રખાત તરીકે રહેવા આવે એમ ? અને ૨૨ વરસની જુવાન વયમાં તમે આવી ચંચળતા છોડી શકો કેમ ? " મેં ટાણો મળ્યો.

 

" તું મને ગેર ઇન્સાફ કરે છે. મારો વધારે પરિચય થતાં તને સમજણ પડશે કે હું બજારૂ સ્ત્રીઓ તરફ આકર્ષાતો નથી. હું એવી યુવતી શોધું છું કે જે મને બીજાં કારણથી નહિ, પણ મારા પોતાના ગુણોને લીધે ચાહે. "

" પરણવા માટેય એવી આદર્શ સ્ત્રી તો મુશ્કેલીથી મળે; અને તમારે તો રખાત તરીકે તેવી સ્ત્રી જોઇએ છે ? " મેં જરા હસીને કહ્યું.

"પણ એવી સ્ત્રીઓ જગતમાં છે." તેણે મારા તરફ તાકીને જોઇ રહેતાં કહ્યું.

આવી રીતે બીજા દશ દિવસ વીતી ગયા. તે દરમ્યાન સમુદ્રતીરે રોજ સર જોન અથવા તો એલમોરનો માકર્વીસ મને મળતા અને વાતચીત દરમ્યાન તેઓ માર્મિક રીતે મારી સાથે પ્રેમમાં પડવાની ચેષ્ટા કરતા. એક દિવસે એલ્મોરનો માકવીસ મારી પાસે આવીને બેઠો અને મને પૂછ્યું:

" કેપટન બોમોંટની કંઇ ખબર મળે છે કે ? "

" હા, બે કાગળ આવ્યા છે. " મેં કહ્યું.

" હું ધારું છું કે તેને ચીન જવાનો હુકમ થયો છે એટલે ત્યાં તે લાંબો વખત રોકાશે. "

" હા ત્રણ ચાર વરસ રોકાશે. "

" તમને તેના ઉપર બહુ પ્રેમ છે ? " તેણે મારા મોઢાં સામે તાકી રહીને પૂછ્યું.

' ઘણોજ" મેં જવાબ આપ્યો.

"અને તમારા જેવી રૂપસુંદર યુવતી એટલો બધો વખત વિજોગમાં ગુજારી શકશે ?"

"તેની ફીકર રાખવાનું તમને કંઇ કારણ નથી."

"નહિ, નહિ, મીસીસ બોમોંટ, એમ ખીજવાઇ ના જાઓ;

દશ દિવસ ઉપર મેં તમને કહ્યું હતું કે હું મારી જાગીરીના એકાદ ગામમાં એકાંત જીવન ગુજારવા માગું છું. તે ગામ, જંગલનો દેખાવ; અમારા બંગલાની ભવ્યતા, એ બધાંનું વર્ણન કરવાની કંઇ જરૂર છે? તેવાં વાતાવરણમાં કોઇ સહચરી તો જોઇએજ; હું લગ્ન ની વાત નથી કરતો હેં. પતિ કરતાં પ્રેમી તરીકે હું વધારે સારી રીતે રહી શકું. મારો સહચાર કરવા ઇચ્છતી યુવતીને હું દરસાલ ૧૦૦૦ પોંડનો દરમાયો આપી શકું. કેટલું સુખચેનમાં રહેવાય ? તમે શું ધારો છો ?"

"આવી બાબતમાં હું મારૂં મત આપી શકતી નથી."

"હું તમારૂં મત માગતો નથી, તમારો ઠરાવ માગું છું. હું હવે વધુ વખત માર્મિક રીતે બોલવા ચાહતો નથી. હું સ્પષ્ટ રીતે જાહેર કરૂં છું કે મારી સહચરી થવા માટે મેં તમને સંપૂર્ણ પસંદ કર્યાં છે. હું તમને ચાહું છું."

મારાં મનમાં તો હું બહુ ખીજવાઇ; પણ આ ગધેડાને કંઇક શીકસ્ત આપવી જોઇએ; એમ વિચારી મેં પૂછ્યું:

"તમે મને ચાહો છો તેની ખાત્રી શું ? પુરાવો શો ?"

"હું દસ્તાવેજ લખી આપું. દરમાયા ઉપરાંત તમને બીજું પણ જે જોઇએ તે માગી લો." માકવીંસ ઉત્સાહમાં ચાલી ગયો.

"મારે લખાણુપત્ર કંઇ નથી જોઇતાં; ફક્ત બેએક ખાનગી મિત્રો સમક્ષ તમે મને વચન આપશો તો ચાલશે."

"ત્યારે, જુઓ, પેલો તમારો મસીઆઇ અને મી. આલવનલી બેઉ જણા આવે છે; તેઓની તમને શરમ લાગતી હોય તો...."

"ના, ના. તેઓની મને કંઇ શરમ નથી. ભલે, તેમની સમક્ષ વચન આપજો."

માકવીંસે ઉલ્લાસમાં આવી જઇ પોતાના મિત્રોને બોલાવ્યા અને કહ્યું કે એક ખાનગી અને ગંભીર બાબતમાં મારે તમને સાક્ષી બનાવવા છે. આ સાંભળી મારા મસીઆઇનું મોઢું ઉતરી ગયું; તેને લાગ્યું કે તેનો મિત્ર મને જીતી ગયો હતો. મી. આલવનલી મારી બાજી ચેતી ગયો હતો; તે ગંભીર ડાચું કરી અમારી પાસે બેઠા. તેઓને સંબોધીને મેં કહ્યું:

"બેલમોરના માકવીંસે મારી આગળ બહુજ પ્રબળ શબ્દોમાં અને ઉત્સાહભરેલી લાગણીમાં પોતાનો પ્રેમ જાહેર કર્યો છે; અને તેની સાબિતિ માટે......"

"રૂપસુંદરી રોઝા લામ્બર્ટને હું સર્વસ્વ અર્પણ કરીને આખાં જગતને બતાવી આપવા માગું છું કે..." માકવીંસ બોલ્યો.

"હવે મુંગો મરી રહેની." મારો મસીઆઇ પોતાની હાર થયેલી સમજીને ચીડાઇને બોલ્યો.

"અને," મેં આગળ ચલાવ્યું, "માકવીંસ મને પોતાની જાગીરમાં દર સાલ પૌંડ ૧૦૦૦ ના દરમાયાથી રખાત તરીકે રાખવા ચાહે છે. તે સંબંધી કંઇ લખાણુપત્ર નહિ કરતાં મેં ફક્ત બે ખાનગી સાક્ષી માગ્યા એટલે તમો સાહેબોને બોલાવવામાં આવ્યા છે."

"ગૃહસ્થો; મીસ રોઝા લામ્બર્ટની પ્રાપ્તિ માટે તમે મને મુબારકબાદી આપશો." માકવીંસ મારા મસીઆઇ તરફ વિજેતાની દષ્ટિ કરી બોલ્યો. મેં આગળ ચલાવ્યું.

"ગૃહસ્થો; માકવીંસે જે પ્રબળ શબ્દોમાં મારામાં પોતાનો પ્રેમ દર્શાવ્યો છે તે જોતાં જણાય છે કે ભાષાના તેવણ અદ્દભૂત ખાં છે; જે ભાષાને લીધે તેઓ દેશની પાર્લામેંટમાં ગજબ અસર કરે છે તેવી ભાષાને લીધે મારાં જેવાં નરમ હૃદય ઉપર અસર થાય તેમાં શી નવાઇ?"

માકવીંસ કંઇક ગુંચવાડામાં પડયો; હું સાચું બોલતી હતી કે કટાક્ષમાં તે તે સમજી શકયો નહિ. પછી હું જરા આંખ ચઢાવીને અને સ્વરમાં દઢતા લાવીને બોલી:

"ગૃહસ્થો માકવીંસે મારામાં જે પ્રેમ જાહેર કર્યો છે તે વિષે હવે તમે મારૂં મત સાંભળો. આ દેશની સુંદર સ્ત્રીઓનું કમભાગ્ય છે કે આવા બાપલા, રાંડવા, હવસી કુતરાઓ તેમની પાછળ પડીને તેમને હેરાન પરેશાન કરે છે (માકવીંસનું ડાચું છબી પાડવા જેવું થઇ જાય છે.) આ ગધેડાઓ એમ સમજે છે કે કોઇપણ ખુબસુરત સ્ત્રીની પાસે જઇ ફક્ત એક બોલ બોલ્યા કે તે

સ્ત્રી તરતજ સ્વાધીન થઇ જાય; અને તેમાં મારા જેવી કોઇ અભાગી સ્ત્રી કંઇ નાલેશીમાં આવી પડી હોય તેને તો આ બેવકુફો જાણે બાપનોજ માલ સમજે છે. તેઓ ધારે છે કે બજારૂ સ્ત્રીઓમાં પ્રેમની લાગણી જેવું કંઇ હોતુજ નથી અને જે વધારે પગાર આપે તેની તે થાય."

"અરે પણ તું કહેવા શું માગે છે?" માર્કવીસની ધીરજ હવે ખુટી ગઇ.

"હું એમ કહેવા માગું છું, લોર્ડ બેલમોર, કે હું ગમે તેવી ચારિત્ર્યહીન ગણાતી સ્ત્રી છું, તો પણ હું વ્યભિચારી જુવાનીઆઓનાં વાકછળથી છેતરાઉં તેવી નથી. ઉમરાવજાદાઓના ઇલ્કાબથી અંજાઇ જાઉં તેવી નથી. કુતરાઓના નામ પણ સીઝર, પોમ્પે કે નેલ્સન પાડવામાં આવે છે; તેથી તેઓ સીઝર, પોમ્પે કે નેલ્સન થઇ જતા નથી, વળી મોઢે મુછ હોય તે બધાજ મરદ, એમ પણ હું માનતી નથી. હજી પણ સ્પષ્ટ સમજવું હોય તો સાંભળો કે તમે મારી સાથે ઓળખાણ પાડવા આવ્યા ત્યારથીજ હું તમને ધિક્કારતી હતી; એટલુંજ નહિ, પણ જો હું મરદ હોત તો તમને ચાબુકે ચાબુકે ફટકાર્યા હોત. જાઓ, માર્કવીસ સાહેબ, કોઇ બીજીને લલચાવો."

છેલ્લા શબ્દો બોલતાં હું ઉશ્કેરાઇ ગઇ હતી. મી. આલવનલી તો ઠંડા માટલાની પેઠે ચુપ બેસી રહ્યો હતો. માર્કવીસનો ચહેરો ધોળો પુણી જેવો થઇ ગયો હતો. છેવટે તે ઉઠયો અને મારી તરફ ચુકી તાકીને બોલ્યો;

"યાદ રાખજે, રોઝા, આનું વેર લઇશ." તે બબડતો ફુફડતો ચાલ્યો ગયો. મેં આલવનલીને કહ્યું;

"મી. આલવનલી, આ બનાવની જરૂર પડે ત્યારે તમે સાહેદી પૂરજો."

"વારૂ," કહી મી. આલવનલી ટોપસું ઘાલી મનમાં ખુશ થતો થતો ચાલ્યો ગયો. મારો મસીઆઇ તે પણ થોભ્યો અને બોલ્યો.

"વાહ! રોઝા, તેં તો કમાલ કરી. હું નહોતો ધારતો કે તારામાં આવો જુસ્સો હશે. બેલમોરને તેં આબાદ બનાવ્યો. પણ યાદ રાખજે હં! તે બહુ ડંખીલો છે; જાણે બીજો ઝેરી નાગ; તે તારી પર વેર લેવા વગર રહેવાનો નથી."

"અને તમને નથી લાગતું કે હું મારૂં રક્ષણ કરવાને સમર્થ છું?" મેં કહ્યું.

"વારૂ, રોઝ, હું તને હવે એમ પૂછું છું કે તું કોઇ બીજાને ચાહે છે તેથીજ તેં માકવીંસને ઝાડુ આપ્યુને?"

"હાસ્તો."

"અને મને તે વિષે ખાત્રી કરી આપવાજ મારાં દેખતાં તેં તેને ઝાટકી નાંખ્યોને?"

"હા, વળી."

"પ્રિયે રોઝ, ખરેખર તેં મારા ગુણુની કદર કરી; હવે જે મારૂં છે તે સ્વંસ્વ તારૂંજ સમજજે."

"એટલે? આ વળી તમે શું બાફો છો?"

"હવે મને વધારે અકળાવ નહિ, રોઝ! તું મને ચાહે છે તે તેં પૂરતી રીતે બતાવી આપ્યું છે; ..."

"શું બતાવી આપ્યું છે? મેં તમારા તરફ પ્રેમ દર્શાવ્યો છે? મેં તમારી રખાત થઈને રહેવા કહ્યું એમ?"

"શું તેં હમણાંજ એમ કહ્યું નહિ. કે તું કોઈ બીજાને ચાહે છે તેથી તેં એલ્ઝમોરના માર્ક્વીશને ઝાડુ આપ્યું?"

"હા, કહ્યું"

"અને તે બીજો હું નહિ તો કોણ?"

"કેમ? હું કેપ્ટન બોમોંટને ચાહું છું."

"ત્યારે તેં મને પણ બેવકુફ બનાવ્યો?"

"તમે તમારા મોઢે બેવકુફ બન્યા છો."

"તેં એકને બદલે બે દુશ્મન કર્યા છે. યાદ રાખજે."

"એવા તો રસ્તે ચાલતા પચીશ કુતરા દુશ્મન થશે; તેથી હું કયાં ડરૂં છું?"

મારો મસીઆઈ છલંગ મારતો કે ઉઠયો અને મનમાં ગાળ ભાંડતો ભાંડતો ચાલતો થયો.

મને લાગ્યું કે હવે રામ્સગેટમાં રહેવું સલામત નથી અને ભાડું ઉતારી નાંખી બે એક દિવસમાં ખાલી કરી જવા મેં ઘરધણીને નોટીશ આપી.

બીજે દિવસે હું દરિયા કાંઠે બીજી દિશાએ ફરવા ગઈ. ત્યાં મને મી. આલવનલી મળ્યો. તેણે મને કહ્યું.

રોઝા, તેં કામ તો કમાલ કર્યું, તારા મસીઆઇને પણ તેં બનાવ્યો, તે પણ મને રાતે જમતી વખતેજ ખબર પડી હતી. પણ તારા ઉપરનું વાદળું વીખેરાયું નથી, હવે તો તેઓએ પોતાની શરત હોડ-ની રકમ બમણી કરીને હજાર હજાર ગીનીની કરી છે, તને ફસાવવામાં એમાંથી જે ફાવશે તેને બીજા તરફથી ૧૦૦૦ ગીની મળશે.

"કાલે તો હું રામ્સગેટ છોડી જાઉં છું."

"પણ જ્યાં જાય ત્યાં સાવધ રહેજે, મને તારો આશક નહિ માનતાં, ખરેખરો દીલસોઝ દોસ્ત માનજે અને જરૂર પડે ત્યારે મારી મદદ ખુશીથી માગજે."

અમે હસ્ત ધુનન કરી છુટાં પડયાં.

---

# પ્રકરણ ૩૩ મું.

## જોના-ખરી અને બનાવટી.

રામ્સગેટથી નીકળી બીજે દિવસે હું બ્રાઇટન ગઇ. ત્યાં એકાદ મહિનો ગુજારી શિયાળામાં હું પાછી લંડન આવી. લંડનમાં હું એક દિવસ કંઇ ખરીદી કરવા ગઇ તે વખતે મેં હોરેસ રોકિંગહામને જોયો! તે તદ્દન કંગાલ થઇ ગયેલો, અને ચીંથરે હાલ હતો, મારાથી મોં છુપાવવા તે તરત ચાલ્યો ગયો છતાં તેનું ભખી ખાધેલું ભૂત જેવું મોઢું જોઇ હું બીધી હતી. બીજે દિવસે હું ચિત્રકારને ત્યાં ગઇ કે જેને ત્યાં મારી છબી "ફ્રેઇમ" કરવાની હું બાકી રહેવા દઇ ગઇ હતી. ત્યાં જતાં માલમ પડયું કે તે ચિત્રકાર ઓચિંતા ગુજરી ગયો હતો અને તેના સામાન અસબાબનું લીલાંઉ થઇ ગયું હતું; તેમાં મારી છબી પણ ચાલી ગઇ હતી. છબી ગુમાવવાથી હું બહુ દીલગીર થઇ: પણ ઓમોંટને મારી છબી પડાવવાનો આગ્રહ હોવાથી મેં કોઇ બીજા ચિત્રકારને શોધી કાઢવા વિચાર કર્યો. એક પ્રખ્યાત ચિતારાનું મેં સરનામું મેળવ્યું અને તેને ત્યાં જવા નીકળતી હતી તેવામાં મારા બંગલા આગળ એક ગાડી ઉભી રહી અને સીપાઇએ આવી મારા હાથમાં "મીસ હેવરસ્ટોક" નાં નામનું કાર્ડ મેલ્યું. નામ વાંચીને હું ચમકી; આ મીસ હેવરસ્ટોક કે જેનું નામ જોના હતું તે મારી માસીની દીકરી અને રામ્સગેટ ખાતે હું જેને બેવકુફ બનાવી આવી હતી ને મારા મસીઆઇ સર જોન હેવરસ્ટોકની બેન થતી હતી. આ છોકરી

ચોવિશેક વર્ષની એટલે મારાથી વરસ બે વરસે મોટી હતી; રૂપ રૂપનો તે અંબાર હતી, અને ચહેરો તેના ભાઇના ચહેરાને આબાદ મળતો હતો. બંગલાના દરવાજા પર હું તેને લેવા ગઇ. વાતચીત દરમ્યાન તેણે જણાવ્યું કે મારૂં ઓળખાણ પાડવામાં પોતાને હર્ષ થયો હતો; મારૂં પૂર્વ ચરિત્ર તેને તેના ભાઇએ કહ્યું હતું. રામ્સગેટ ખાતે તેના ભાઇએ મારી સાથે ચલવેલાં ગેરવર્તન વિષે પણ તેને થોડી ઘણી ખબર હતી. જોનાએ મારા તરફ બહુ માયા, પ્રેમ અને દીલસોજી દર્શાવ્યાં; જોનાના માત પિતાએ મારાં માત પિતાને તરછોડયાં હતાં તે વિરૂદ્ધ તેણે પોતાની લાગણી દર્શાવી અને હું પતિત હતી તો પણ મને પોતાની સગી બહેન જાણીને ભેટી. તે મને મળવા આવી હતી તે પણ તેની માતાની પરવાનગી વગર આવી હતી અને આવા છુપા મેલાપો પકડાઇ જાય તો તેની જવાબદારી અને ઠપકો તે પોતાને માથે ઓઢી લેવા રાજી હતી.

હવે જે ચિત્રકારને ત્યાં જવા હું આજે નીકળવાની હતી તેનેજ ત્યાં જોના પણ પોતાની છબી પડાવતી હતી, એમ વાતવાતમાં સમજાતાં, અમે બેઉ જણ ત્યાં ગયાં; જોનાની છબી લગભગ તૈયાર થયેલી હતી; મારે માટે પૂછવામાં આવતાં ચિત્રકારે જણાવ્યું કે તેની પાસે પુષ્કળ કામ હતું માટે થોડા દિવસ મારે થોભી જવું. જોના પોતાની ગાડીમાં મને મારે બંગલે પુગાડી ગઇ. ત્રીજે દિવસે તે પાછી મને મળવા આવી સાંજના અમે ખુલ્લાં મેદાનમાં જરા ફરવા જવાનો વિચાર કર્યો. જોના મારી આગળ નીચે જઇને જરા

ફરવા લાગી અને હું રસોયણને કંઇ કહેવામાં રોકાઇ; પછી બંગલાની બહાર જઇને જોઉં છું તો જોના દેખાઇ નહિ; બંગલાની વાડીમાં જોઇ; આસપાસ બધે જોયું, પણ જોનાનો પત્તો મળે નહિ; પણ તેવામાં જોના પોતેજ ગભરાયેલી અને હાંફલી ફાંફલી દોડી આવી. નોકર ચાકરોને કંઇ પણ સણસારો નહિ થવા દેવાના ઇરાદાથી તે માળ પર ચાલી ગઇ; હું પણ તેની પાછળ ગઇ. જોનાએ શ્વાસ ખાઇને કહ્યું :

"હું તારી રાહ જોતી ધીમે ધીમે ચાલતી હતી તેવામાં કોઇ રાક્ષસ જેવા બળવાન પુરૂષે આવીને મને ઉપાડી લીધી; હું બુમ ન પાડું તે સારૂ, મારૂં મોં દબાવ્યું અને ઝડપથી ચાલતો એક ઝાડી વટાવીને ધોરી માર્ગપર મને લઇ ગયો; એક ગાડી ઉભેલી હતી; તેમાં બેસી જવા તેણે મને કહ્યું; પણ ગાડીમાં એક ઓરત બેઠેલી હતી તેણે મને જોઇને કહ્યું કે આ રોઝા લામ્બર્ટ નથી; એટલે તે રાક્ષસે મને છોડી મેલી અને તરતજ પૂરપાટ દોડતી હું તારી પાસે આવી છું."

"ચાલ, ત્યારે, બદમાશોને પકડાવવા આપણે પોલીસને ખબર આપીએ ?" મેં કહ્યું.

"ના, ના, તેમ કરવાથી વધારે ચુનાચોરી થાય અને મારી માતા જાણશે તો પછી તારો અને મારો મેલાપ થવો સદાને માટે બંધ પડશે; પણ રોઝ, તું જગા બદલ; બદમાસો તને પકડી જવા માંગે છે."

તે દિવસે જોનના ગયા પછી મેં બહુ તર્ક કર્યા કે એ બદમાશ હશે કોણ? મને બેલમોરના માર્કવીસના કાવત્રાનો શક પડ્યો; પણ પછી તો દિવસો વીત્યા અને અઠવાડીયાંઓ પસાર થયાં પણ તેવું કંઇ બન્યું નહિ; એટલે હું પાછી નચિંત રહેવા લાગી.

પણ એક દિવસ હું બજારમાં ગઇ ત્યાં હોરેસ રેકિંગહામ ભીખારી વેશે મળ્યો, હું ગાડીમાંથી ઉતરી એટલે તે કાંઇ ગણગણતો મારી પાસે આવ્યો; મેં તેના પર તુચ્છકારની નજર નાંખી એટલે તે ખીજવાયોઃ

"મને સાધારણ ભીખારી નહિ જાણતી; હું ધારૂં છું કે તારી કોથળીમાં સોનાં રૂપાંની શિલક સારી હશે."

"હું દયા કરીશ; બાકી હવે તારાથી હું ડરતી નથી." મેં કહ્યું.

"એ તો બધું કહેવાનું; તું તો શું પણ તારો બાપ પણ મને જોઇને બીહીશે."

મેં તેની હાલત જોઇને બે નોટ મળીને ૧૦ પૌંડ જોંસ્યા; તે ચાલ્યો ગયો. દુકાનદારે બારીમાંથી આ બધું જોયું હતુ; પણ તે કશું સમજ્યો નહોતો. તેણે ટીકા કરી કે ભીખારીઓ આજકાલ ફેશનેબલ સ્ત્રીઓ પાસે બહુ નફટાઇથી ભીખ કઢાવતાં શીખ્યા છે.

બીજો એક મહીનો વીતી ગયો; આ દરમ્યાન જોના રોજ મારે ત્યાં આવતી; અમે સાથે ખાતાં પીતાંઃ હરતાં ફરતાં, ગાતાં રમતાં અને મોજ કરતાં. જોના નિર્દોષ અને ભોળી ભલી કુમારીકા

હતી; તેની સોબતમાં મારો એકાંતવાસ મને જરાય સાલ્યો નહિ. એક દિવસ મારા સાંભળવામાં આવ્યું કે આ ઇલીંગટનમાં એક કુટુંબ મોટી ગીરદેશીમાં આવી પડયું હતું અને તેને કંઇ મદદ કરવાની જરૂર હતી; તેથી મદદ કરવા હું નીકળી; પણ મદદ કરવાની તો બાજુએજ રહી અને મારી નજર સમક્ષ રસ્તા પર એક વિચિત્ર દેખાવજ ખડો થયો. એક જુવાન છોકરાને હાથકડી પહેરાવીને બે પોલીસમેનો લઇ જતા હતા; તેને માથે ટોપી નહોતી; તેનો ડગલો ફાટેલો હતો; લેંઘો મેલો હતો; અને એકી નજરે હું તેને ઓળખી પણ શકી નહિ; પણ તે જુવાને મને તરત ઓળખી અને બુમ મારી; આ જુવાન બીજો કોઇ નહિ પણ મારો ભાઇ સીરીલ હતો. મારાથી બોલાઇ જવાયું.

"સીરીલ ! અને તું આ દશામાં ?"

"ગુન્હો નજીવોજ છે, બ્હેન, ભુલથી મારાથી મારી સહીને બદલે બીજા ગૃહસ્થની સહી લખાઇ ગઇ." સીરીલ નફ્ટાઇથી બોલ્યો.

"એક એણે 'ફોરજરી' કરી છે અને પકડતાં પણ અમને એણે મહેનત આપી છે; બાઇ સાહેબ, તેથી બેડી પહેરાવવી પડી છે," એક અમલદારે કહ્યું.

"કેટલો ખર્ચ થતાં કેસની માંડવાળ થાય ?" મેં પૂછ્યું.

"ફકત ૧૦૦૦ પોંડનો ગુન્હો છે; પણ બેંક સાથે થયેલો હોવાથી તેની માંડવાળ થાય તેમ નથી. કેસ તો ચલાવવામાં આવશેજ." સીરીલે જવાબ આપ્યો.

મેં સીરીલને કંઇ આપવા માંડયું; પણ પોલીસે ના કહી; કારણ કે પોલીસ ચોકીમાં તો તેની પાસે જે પણ હશે તે લઇ લેવામાં આવશે.

આવી બાબતમાં કંઇ પણ ચાલી શકે તેમ નહિ હોવાથી અને મનમાં ઘણીજ દુ:ખી થતી હું ઘેર આવી; મારી ગેરહાજરી દર્મ્યાન જેના આવીને બેઠેલી હતી તેના ખોળામાં માથું નાંખીને હું ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. જેનાએ મને દીલાસો દીધો, ધીરજ આપી અને એક સોલીસીટરને ત્યાં મારી સાથે આવવા કહ્યું. પણ તેના જેવી ખાનદાન ઘરની દુકતીને આ ભાંજગડમાં નહિ નાંખતાં હું એકલી તે સોલીસીટર પાસે ગઇ; પણ કેસમાં એટલે બધો ખર્ચ લાગે તેમ હતું કે જે મારાં ગજાં ઉપરાંતનો હતો એટલે હું નિરાશ થઇ પાછી વળી; તે પછી જે ગૃહસ્થના નામની મારા ભાઇએ ખોટી સહી કરી હતી તેને હું મળી; પણ કેસ ખેંચી લેવાની તેને પણ સત્તા નહોતી. સીરીલે બેંક સાથે ઠગાઇ કરવા ધારી હતી એટલે બેંક કેસ ચલાવવા વગર છોડે તેમ નહોતી.

છેવટે અત્યંત નિરાશ થઇ ભગ્નહૃદયે હું ઘેર આવી અને પલંગ પર પડી; નોકરોએ ડાકટર બોલાવવા સુચના કરી પણ મેં ના પાડી. અરર ! સીરીલનો કેવો કમનસીબ અંત આવશે, અને તેને કયાં ને કયાં કાળા પાણીની સજા ભોગવવા દેશ છોડી જવું પડશે એ બધા વિચારોમાં મારૂં મગજ તદ્દન ઘેરાઇ ગયેલું હતું; મારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી અને શુદ્ધિ ઓછામાં ઓછી રહેલી હતી–ગાંડપણની

સરહદમાં ન જવાય તેટલા પૂરતીજ. મારા દીવાનખાનાંમાં જોના બેઠેલી હતી તેને મેં કહ્યું:

"બેન તું હવે જા; તું કેટલો બધો વખત મારે માટે રોકાઇ! તારા ઘરનાં માણસો તારી શોધા શોધ કરશે."

"બેન તને આવી હાલતમાં છોડીને હું જવા માગતી નથી; બા બે દિવસ માટે બહારગામ ગયાં છે એટલે કંઇ ફીકર નથી; અને ઘેર હોત તોય તને આવી દશામાં છોડીને હું કોઇ પણ ભોગે જનાર નથી."

મેં જોનાનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો, તે મારો હાથ પકડીને મને સુવાના ઓરડામાં લઇ ગઇ, મારાં કપડાં બદલવામાં મદદ કરી અને મને પથારીમાં સુવાડી. હું થાકીને તદ્દન નસોસ થઇ ગયેલી હોવાથી તરતજ ઉંઘી ગઇ, હું પાછી જાગી ત્યારે ઓરડામાં સદંતર અંધકાર છવાયેલો હતો, હું બુમ પાડી ઉઠવાની અણી ઉપર હતી તેવામાં મારાં મોઢાં પર એક હાથ દબાવવામાં આવ્યો અને મારા જાણીતા એવા એક અવાજે—જોનાના નહિ—ઉતાવળથી કહ્યું:

"જો તું ઘરને જગાડશે તો તારીજ બેઇજ્જતી થશે."

"નીચ, બદમાશ, કુતરા," એમ બોલતી તેના બાહુપાશમાંથી છટકી પલંગ પરથી હું નીચે કુદી પડી.

# પ્રકરણ ૩૪ મું.

## હોડ જીતાઇ.

વાંચકો સમજી ગયા હશે કે જે બદમાશનો હું ભોગ થઇ પડી હતી તે બીજો કોઇજ નહિ; પણ મારો મસીઆઇ સર જોન હેવરસ્ટોક હતો. આ ઘાતકી દગાને લીધે મને આપઘાત કરવાનું મન થઇ ગયું, તે માટે બારી તરફ જતાં કંઇ કપડાં ભેરવાવાથી હું નીચે પડી અને માથામાં વાગવાથી બેભાન થઇ ગઇ; થોડી વારે શુદ્ધિમાં આવ્યા પછી મારા મસીઆઇનું ત્યાંને ત્યાંજ ખુન કરી નાંખવાનો તરંગ આવ્યો; પણ તેમ કરૂં તો મારે પણ ફાંસીએ ચઢવું પડે; એમ વિચારી જેમ તેમ મન માર્યું. સર જોનને મેં તિરસ્કારપૂર્વક કહ્યું:

"હવે તો તને નિરાંત થઇને? હોડ પણ જીત્યોને?"

પ્યારનો બદલો અને વેર બેઉ કામ એકી સાથે થયાં. પણ તું શું જાણે કે અમે શરત બકી હતી?"

મી. આલવનલીને નહિ સંડોવતાં મેં જવાબ આપ્યો કે રામ્સગેટ ખાતે એક દિવસ તમને બેઉ જણાને વાત કરતા હું સાંભળી ગઇ હતી.

"ગમે તેમ; ચાલાકીથી હું હોડ જીત્યો ખરોને; તું એમ નહિ ધારતી કે આ કાવત્રાંમાં મારી બેનની જરા પણ મદદ કે કંઇ પણ હાથ હોય."

"હું ધારી શકતીજ નથી. પવિત્ર સલીલા સરિતા અને ગંધાતાં ખાબોચીયાં વચ્ચેનો તફાવત હું સમજી શકું પણ તું હોડ જીત્યો છે તે એલમોરના માર્કવીસ આગળ શી રીતે સાબીત કરશે ?"

"જો હું એક સામટી વાત કહી દઉં; તારે ત્યાં આવવા જવાની તક મેળવવા માટે મેં મારી બેન સાથે તારાં બહેનપણાં કરાવ્યાં; મારી ભોળી બેન શું સમજે કે તેમાં મારી નેમ કંઇ જુદીજ હતી. પણ મહિનાઓ સુધી ધીરજ રાખ્યા પછી કાલે તક મળી ગઇ. જોના ઘેર આવી અને તેણે મને તારા સંતાપ તથા સીરીલની ધરપકડ તથા તું સોલીસીટરને ત્યાં ગઇ તે બધું કહ્યું; આ બનાવથી તારી માનસિક સ્થિતિ કેવી ગભરાયેલી, અકળાયેલી અને ચિંતાતુર હશે તે મેં કલ્પી લીધું; કેથેથી મારી બેનનાં કપડાં તફડાવી તે પહેરીને તથા જરા અવાજ બદલીને તારા બંગલામાં દસી ગયો તેમાં જરાય તસ્દી પડી નહિ. વળી એલ્મોરના મારકવીસને પણ મારાં સાહસની વાત કરી અને તેને આ બંગલાથી થોડે છેટે ઉભા રહેવા કહ્યું; અને સંકેત કરી રાખવામાં આવ્યો હતો કે જો બત્તી બુઝાયા છતાં હું બંગલામાંથી બહાર નહિ નીકળું તો જાણવું કે હું ફાવ્યો છું. બાકીનું તો તું બધું જાણે છે. તારી ગભરામણમાં તારી બલાને પણ ભાન નહોતું કે તારાં કપડાં જોના બદલાવતી હતી કે તેનો ભાઇ ? વારૂ, આ બનાવની હવે તું મારી બેનને ફર્યાદ કરવા માગે છે કે ?"

"અને તું તારા ભાઇબંધ દોસ્તારોમાં તારાં સાહસની શેખી કરવા માગે છે કે ?"

"નારે ના."

"તું નહિ તો તારો દોસ્ત મારી નાલેસી ફેલાવશે."

"ના, ના, તે પણ તેમ કરે નહિ; અને જો તું મારી રખાત તરીકે રહે......"

"કદી નહિ; તું ને તારો દોસ્ત, બેઉ આખાં ગામમાં જોઇએ તો ઢોલ વગાડીને મારી નાલેશી કરજો; પણ તારા જેવા મૂર્ખ અને ઘાતકી માણસ સાથે હું કદી નહિ રહું. જે માણસ પોતાની પવિત્ર બેનને મારા જેવી સ્ત્રી સાથે બ્હેનપણાં કરાવે; જે માણસ સામાં ધણીના ખરેખરા દુઃખના પ્રસંગે પોતાની પાપી વાસનાને પાર પાડવા ચાહે; તેવા શયતાનના સરદાર સાથે હું રહું? કદી નહિ, કદી નહિ."

"અને જે સ્ત્રી અનેક માણસોની રખાત તરીકે રહ્યા છતાં સતિત્વનો ડોળ ઘાલે તેને કેવી કહેવી?"

"ચલ, હવે વધુ વાદવિવાદ કર્યા વગર, ટળ અહિંથી, નીચ કુતરા."

"પણ મારો જવાબ આપની, તું જોનાને આ વાત કહેશે કે?"

"નહિ કહું; અને તારાં પાપે હવે હું જોનાનાંય બ્હેનપણાં રાખવા ઇચ્છતી નથી."

"વારૂ, પણ હવે એક મહેરબાની કર; મને સ્ત્રીનો વેશ પહેરવામાં મદદ કર; નહિ તો તારાં પોતાનાંજ નોકરોને વહેમ પડશે."

મેં તેને તે કપડાં પહેરાવીને વિદાય કીધો.

તે પછીનાં ત્રણુ અઠવાડીઆં સીરીલના કેસની ખટપટમાં વીતી ગયાં, સીરીલને દેશનિકાલની સજા નહિ થતાં બે વરસ સુધી તેને કેદીઓને રાખવાનાં જહાજમાં રાખવાની સજા થઇ. વુલીચ ખાતે તે જહાજમાં સીરીલને ચઢાવ્યો ત્યારે હું પણુ ત્યાં ગઇ. આ વખતે સીરીલે છેક નફટાઇથી મારી પાસે નાણું માગ્યાં; અને મેં પચાસેક પોંડ આપ્યા. સીરીલમાં નીતિનો એક છાંટો પણુ રહ્યો નહોતો; લાગણી કે પશ્ચાતાપ કંઇજ નહિ. સીરીલને થયેલી સજાની ખબર જો કે વર્તમાનપત્રોદ્વારા આખા દેશમાં ફેલાઇ હતી તો પણુ મેં મારા પિતાને પત્ર લખી જણાવ્યો.

થોડા દિવસ પછી બેલમોરનો માકવીંસ મારી પાસે આવ્યો; તેણે મને સામ, દામ અને ભેદથી તેની રખાત તરીકે રહેવા સમજાવી; પણુ મેં ઘસીને ના પાડી; છેવટે તે દંડ દેવાની ધમકી આપતો વિદાય થયો; તેની સાથેની આ મુલાકાત દર્મ્યાન માકવીંસે કબુલ કીધું હતું કે મને ઉપાડી જવા તેણેજ માણસો રોકયાં હતાં; પણુ ભૂલથી મારે બદલે તેઓ જોનાને ઉપાડી ગયા હતા.

મારા ભાઇ સીરીલની ધરપકડના દિવસથી ગણુતાં બે મહિને માલમ પડયું કે મને મારા પાપી મસીઆઇનાં પેટથી ઓધાન રહ્યું હતું. આ વખતે મારી માનસિક હાલત લગભગ પાગલ જેવી થઇ ગઇ હતી; મને અનેક પ્રકારના તરંગ–કુતરંગ આવતા હતા; ફકત એકજ શુદ્ધ વિચાર મારા દીલમાં હતો કે કેપ્ટન બોમોંટ સફરેથી પાછો ફરે ત્યારે મારે તેને સર્વ હકીકત કહેવી; તે પોતાની ભલમ-મનસાઇથી ગમે તેટલું કહે તો પણુ તેને પરણુવાની ના પાડવી;

કેમજે તે માટે મારી લાયકાત જણવાઇ નહોતી; અને તે આવે ત્યાં સુધીમાં બીજા કંઇ અનિષ્ટ પ્રસંગો ન બને તો તેની સાથે તેની રખાત તરીકે રહેવું.

## કર્મનું ફળ નં. ૧

એક દિવસ હું ઘોડે બેસીને કશે જતી હતી, તેવામાં અમે "હાઇગેટ આર્ચવે" ઉપરથી પસાર થતાં હતાં, આ વખતે મારા ઘોડાવાળાએ મારૂં ધ્યાન ખેંચ્યું કે આ રસ્તો એટલો બધો ઉંચો છે કે જો કોઇ માણસ ઘોડે બેસીને જતો હોય અને નીચે જુએ તો તે તંમર ખાઇને નીચે પડે અને મરીજ જાય. કોઇ કોઇવાર એવા અકસ્માતો બને છે. માટે તમે સાવધ રહીને ઘોડાને ચલાવજો. છતાં હું સાથે છું એટલે બીહીવાનું કારણ નથી.

મેં કહ્યું; "રસ્તાની આસપાસ કઠેરા જડેલા છે ને?"

"પણ કઠેરા એટલા બધા ઉંચા નથી કે કોઇ ઘોડેસ્વાર નીચે પડતો બચે." તેણે કહ્યું.

આટલી વાતથી મારા દીલમાં ધ્રાસકો પડયો અને મને અમંગળ શંકાઓ થવા લાગી. વળી ઘોડાવાલાએ આ જગાએ પૂર્વે થયેલા અકસ્માતોની વાતો કહેવા માંડી એટલે મારૂં પણ લોહી જાણે ઉડી ગયું. આ રસ્તા ઉપર ચાલતાં અધવચ્ચે એક પુલ આવે છે કે જેની નીચેથી રેલ્વે પસાર થાય છે. મારૂં આ પૂલ પર એક બાજુથી દાખલ થવું અને સામે બાજુથી ચેસ્ટરવાળા શાહુકાર મી. વીન્ટરનું

પૂલપર દાખલ થવું. મી. વીન્ટર તેના તેજી ઘોડાપર સ્વાર થયલો હતો; અમે એક બીજાને ઓળખ્યાં; તેમણે મને ડોકું નમાવી નમન કર્યું; પણ મેં તેમ કરવાની કશી જરૂર ધારી નહિ. વાંચકોને યાદ હશે કે આજ મી. વીન્ટરે પોતાના ઘરમાં મને મહેમાન રાખી દારૂમાં કંઇ પાઇ દઇને મારી બેભાન અવસ્થામાં ભ્રષ્ટ કરી હતી; મી. વીન્ટર પસાર થયો ત્યારે કોણ જાણે શાથી; પણ તેનો ઘોડો ભડકયો; તેણે તેને કાબુમાં લાવવા એક બે ચાબુક ચોઢી. કાઢી ઘોડો વધારે ખીજવાયો; મારા નોકરે મી. વીન્ટરને ચેતવણી આપી કે સાચવીને જાઓ; નહિતો કંઇ અકસ્માત થશે; મારો ઘોડાવાળો આટલું બોલે તેટલામાં તો પવનની કંઇ લહેર આવી અને મારા માથાં પરની ટોપી ઉડીને ગબડતી ગબડતી મી. વીન્ટરના ઘોડાના પગ સાથે અથડાઇ. પૂલની બરાબર અધવચ્ચે મી. વીન્ટરનો ઘોડો કુદ્યો મારા નોકરના મોઢાંમાંથી ભયંકર ચીસ નીકળી પડી અને મી. વીન્ટર "ઓ હાય" કરતો પૂલપરથી છેક નીચે ઉંડે પડી જઇ ખલાસ થઇ ગયો. મી. વીન્ટરનું મોઢું મેં એક પળવાર તે પડતો હતો તે વખતે જોયું, ઓ ખુદા, તે પળવારમાં તેને જીવતાં જીવત થયેલી સજા એક યુગની સજા કરતાં વધારે હતી એવો તેનો મોઢાંનો આકાર થઇ ગયો હતો. નીચે પડયો એટલે તો છુંદાઇને રોટલોજ થઇ ગયો હતો. મને પણ ફેર ચઢવાથી હું મારા ઘોડા પરથી ઉતરી પડી, નહિ તો હું બેભાન થઇ નીચે પડતે. આ દેખાવ જોઇ મારૂં હૃદય આખો દિવસ ધડકયા કીધું.

ઉપરોક્ત વિષાદપૂર્ણ ઘટનાને બની ગયા ને પંદરેક દિવસ થયા

પછી એક દિવસે સાંજે એક જુવાન બાઇ મને મળવા આવી. તેણે કહ્યું:

"બાઇ સાહેબ, તમારો ભાઇ નામે સીરીલ છે?"

"હા, છે, તેનું શું?" મેં પૂછ્યું.

"તમારો ભાઇ તેના જહાજમાંથી છટકી નાઠો છે. મારાં માતપિતાએ તેને અમારાં ઘરમાં સંતાડયો છે, હું વુલીચથી આવું છું સીરીલની હાલત મરણતોલ છે અને મરવા પહેલાં તે તમને મળવા માંગે છે."

"પણ મારૂં આ સરનામું તેં કેવી રીતે જાણ્યું? મેં તે કદી સીરીલને આપ્યું નહોતું."

"તમે કેસ વખતે ન્યુગેટના જે સોલીસીટર પાસે ગયાં હતાં; તેની પાસેથી મેં મેળવ્યું."

મારા ભાઇની ભૂતપૂર્વ નાલેશીની વાત બહાર પડી જાય એ ધાસ્તીથી કોઇ પણ નોકરને સાથે નહિ લેતાં હું એકલી તે બાઇ સાથે વુલીચ જવા નીકળી પડી. રસ્તે મેં તે બાઇ–મીસ ફ્રેનશોને પૂછ્યું:

"સીરીલને ને તારા પિતાને ક્યાંથી ઓળખાણ?"

"મારા પિતા વુલીચની ગોદીમાં કારકુન છે......બીજી વિગતો હું આપી શકતી નથી. મારા પિતાએ તેને આશ્રય આપ્યો છે એવો સણસારો પણ જાહેર થાય તો અમે મોટી આફતમાં આવી પડીએ."

વુલીચમાં હું તે બાઇની સાથે તેને ઘેર પહોંચી; તેની માતાએ મને આવકાર આપ્યો. મેં પૂછ્યું:

"મારો ભાઇ તો હયાત છેને ?"

"હા, હા, હયાત છે; પણ થાકેલાં પાકેલાં, પહેલાં કંઇ રીફ્રેશમેંટ તો લો."

"ના, મને કંઇ ન જોઇએ. તાકીદે મને તેની પાસે લઇ જાઓ."

મને એક ઓરડામાં દાખલ કરીને મીસીસ ફ્રેનશો જતી રહી. ઓરડામાં એક ઢોલીઓ હતો તેના ઉપર કોઇ મોઢે માથે ઓઢીને સુતેલું હતું; મેં સીરીલને મળવાની આતુરતામાં તે ઓઢણ વસ્ત્ર ખસેડયું અને—અને--હું બેલમોરના માકવીંસના બાહુપાશમાં સપડાઇ ગઇ. તેણે મને પલંગ પર ઘસડી લીધી અને કહ્યું:

"પ્રિય રોઝ, જો હું ૧૦૦૦ ગીનીની હોડ તારા મસીઆઇ પાસે જીત્યો."

"ચુલામાં પડી તારી હોડ અને ચુલામાં પડયો મારો મસીઆઇ પણ સાથે." મારા ખીજવાટનો પાર નહિ રહ્યો.

મેં તેના મોંઢામાં મુકીઓ લગાવી અને તેના ભુજ પિંજરમાંથી છુટા થવા બાથોડીઆં માર્યાં, અને કહ્યું કે જો કાયદાની મદદ મળતી હોય તો મેજીસ્ટ્રેટ આગળ આની ફર્યાદ કરવી જોઇએ.

"તો અમને જુબાની આપતાં આવડે છે કે તું તારી મેળે અહિં આવી હતી; પણ ફીની બાબતમાં મતભેદ પડયાથી તું ફર્યાદ કરવા ગઇ." માકવીંસ બોલ્યો.

મેં તેને ગાળો ભાંડી; શાપ આપ્યા, પણ તેની ઉપર કંઇ અસર નહિ થઇ; ઉલટું તે વધારે નફટાઇથી બોલ્યો:

"તું જેમ જેમ ખીજવાય છે તેમ તેમ વધારે સુંદર લાગે છે: માટે અમે તને ચાહીએ છીએ પણ અમારે સ્વાધીન નથી થતી માટે ધિક્કારીએ છીએ; હજી પણ માન, અને મારી રખાત તરીકે રહેવાનું કબુલ કર. લાખો રૂપીઆની મીલ્કત હું તારી ઉપર ઓવારી નાંખવા તૈયાર છું."

"જહન્નમમાં પડી તારી મીલ્કત અને તું પણ સાથે. મારી સાથે દગો કરીને તું આજે ફાવ્યો: પણ યાદ રાખજે કે ખુદા તને તેની સજા કર્યા વગર રહેવાનો નથી. ખુદા આ દુનિયામાં પણ મારાં જેવાં પતિત પ્રાણીને—બલ્કે બળાત્કારે પતિત કરેલાં પ્રાણીને—ખુદા તરફથી ન્યાય મળે છે; સાંભળવી હોય તો એક વાત કહું."

"જરૂર સાંભળીશ; તારો કંઠ એવો મધુર છે કે જાણે સાંભળ્યાજ કરીએ."

"પંદરેક દિવશ ઉપર એક ગૃહસ્થ હાઇગેટ આર્ચવે પરથી..."

"અરે, તે તો અમે વર્તમાનપત્રોમાં વાચ્યું છે; તું કહેવા શું માગે છે?"

"તે ગૃહસ્થે બે વરસ ઉપર તારી માફક મને દગાથી ભ્રષ્ટ કરી હતી; તેને ૧૨૦ ફીટ નીચે પડતો જોયો; મરણ વખતની ચીસો મેં સાંભળી, તે વખતે તે જગાએ મારી હાજરી શું કેવળ આકસ્મિક હતી? મારીજ ટોપી ઉડી જવાથી તેનો ઘોડો ભડકયો એ શું કેવળ અકસ્માત હતો? તું પણ એમજ કમોતે મરશે અને મને લાગે છે કે મારી નજર આગળજ નાશ પામશે."

માર્કવીસ ધ્રુજી ઉઠયો; ઓરડામાંથી ચાલી જતી તેણે મને અટકાવી નહિ. ઘરમાંથી બહાર નીકળતાં મીસીસ ફ્રેનસો મને રોકવા આવી તેને રૂઆબથી 'ચલાવ, હઠ," કહી બાજુએ કરી હું મહોલ્લામાં નીકળી પડી અને હોટલમાં જઇને એક રાત માટે ઓરડી રાખી લીધી.

માર્કવીસે મને ભ્રષ્ટ કરી પણ તે સાથે મેં તેને સદાને માટે બીહીનો કર્યો એ મારી એક ફતેહ હતી.

# પ્રકરણ ૩૫ મું.

## બોમોંટનો ત્યાગ–નવો પ્રીતમ વેલેસ્લી.

વુલીચખાતે બેલમોરના માકવીંસના દગાબાજ અત્યાચારનો ભોગ થઇ પડયા પછી હોટલમાં તે રાત્રે મને કેમે કરી ઉંઘ આવે નહિ; બબ્બે જણા તરફથી દગાથી બળાત્કારે સંભોગ થયા પછી અને તેમાંના એકનાં પેટના તો ઓધાન પણ રહ્યાથી હવે કેપટન બોમોંટના ખર્ચે, તેના નામે અને તેના વાડી બંગલા ઘોડાગાડીમાં સુખચેનથી રહેવાનું મને પ્રમાણિક લાગ્યું નહિ. ઉંઘ લાવવા મેં કશુંક વાંચવા માંડયું, અને વાંચતાં વાંચતાં ઉંઘી ગઇ. ઉંઘમાં મને એવું સ્વપ્ન લાધ્યું કે હું જાણે છેક બજારૂ વેશ્યાની પંકિત પર ઉતરી પડી હતી; જુવાની જતી રહી હતી; સૌન્દર્ય નષ્ટ થયું હતું; કોઇપણ પુરૂષ મારા તરફ દ્રષ્ટિ કરતો નહોતો; હું ભૂખે મરવા અને રસ્તા પર ભીખ માગવા લાગી. દીલપર પૂરતાં કપડાં નહોતાં; શિયાળાની રાત્રી અને તેમાંય બરફનો વરસાદ, આ બધાંથી અકળાઇ ગઇ હતી તેવામાં થોડે છેટે તાપણું દેખાયું; "પેલું રહ્યું તાપણું" એમ બુમ મારી દોડવા જાઉં છું ત્યાંતો સ્વપ્ન પૂરૂં થયું; આખ ઉંઘડી ગઇ અને જે ઓરડામાં હું સૂતી હતી તેમાં ખરેખર આગ લાગેલી હતી; મારા મોંઢામાંથી "આગ, આગ" એવી ચીસ નીકળી પડી અને ત્યાંને ત્યાંજ બેભાન થઇ પડી.

શુદ્ધિમાં આવી ત્યારે મને જણાયું કે હું બીજા ખંડમાં હતી, અને હોટેલવાળાની એક બાઇ નોકર મારી સુશ્રુષા કરતી હતી. તે

બાઇએ મને વાત કરી કે મારી પથારીની આસપાસનો પડદો ટેબલ પર બળતી રહી ગયેલી મીણબત્તીને લીધે સળગી ઉઠયો હતો અને મારી ચીસ સાંભળીને પડોશની ઓરડીમાં રહેતા મી. ફેલીકસ વેલેસ્લીએ દોડી આવી મને બચાવી હતી. આગ તુરત બુઝાવી દેવાઇ હતી. અને બહુ નુકસાન થયું નહોતું. બાકીની તે રાત તે ઓરડામાં ગુજારી. સવારે નાસ્તા વખતે મી. વેલેસ્લી મારી ખબર લેવા આવ્યો; મેં તેનો આભાર માન્યો. તેણે કહ્યું.

"બાનુઓને જ્યાં સુધી સૂતાં સૂતાં વાંચવાની ટેવ રહેશે ત્યાં સુધી આવા અકસ્માત થયાજ કરવાના."

મી. વેલેસ્લી ૨૭ વર્ષનો સોહામણો જુવાન હતો. બીજી વાતચીત દરમ્યાન મેં તેને જણાવ્યું કે મારે લંડન પાછું જવું હતું; તેણે કહ્યું કે તે પણ લંડનજ જવા માગતો હતો; એટલે હોટેલવાળાને આગની પૂરતી નુકસાની આપી, અમારે એ માટેજ ખાસ એક ગાડી ભાડે કરાવી અમે લંડન આવ્યા: રસ્તે મને વેલેસ્લીએ કહ્યું કે તે કુંવારો હતો અને વરસ દહાડે ૩૦૦૦ પૌંડની આમદાની ધરાવતો હતો. મેં તેને મારૂં ઓળખાણ મીસીસ ઓમોંટ તરીકે ના આપ્યું અને મારૂં સીરનામું પણ આપ્યું. ગાડીમાંથી ઉતરી મારે બંગલે જવાની હું બીજી ગાડી કરતી હતી તેવામાં પેલા કંજુસ યાહુદીની દીકરી કેરોલીન સેમોર કે જેને મેં આપઘાત કરતી બચાવી હતી અને જેને મેં તેના પિતા સાથે સુલેહ કરાવી આપી હતી તે પોતાની ગાડીમાં બેસી પસાર થતી મને મળી. પોતાને ઘેર મહેમાન તરીકે તેડી જવા મને બહુ આગ્રહ કર્યો પણ મેં તેને વચન આપીને

પતાવ્યું કે કોઇકવાર આવીશ. કેરોલીને મારી સ્થિતિ જાણવા બહુ કાળજી બતાવી અને મને માઠું ન લાગે તેવી રીતે સખ્યારો આપ્યો કે જ્યારે પણ કંઇ ચીજ કે પૈસાટકા મારે જોઇએ ત્યારે ખુશીથી લખીને મગાવી લેવા.

તે પછી બીજો દોઢેક મહિનો વીતી ગયો. તે દર્મ્યાન મી. વેલેસ્લી મને લગભગ રોજ કે બીજે ત્રીજે દિવસે મળવા આવ્યા કરતો અને ગૃહસ્થની માફક નોકર ચાકરોની હાજરીમાંજ મારી સાથે ઘડી બેઘડી વાતચીત કરી ચાલ્યો જતો; એક દિવસ તે આવેલો હતો તેવામાંજ મને કંઇ ગભરામણુ થઇ આવી અને હું બેભાન થઇ ભોંય પર પડી. વેલેસ્લી દોડતો કે ડાકટરને બોલાવી લાવ્યો; મને એક ઓરડામાં લઇ જવામાં આવી; ત્યાં વેલેસ્લી અને મારી એક દાસી બેજ જણુ હતાં; ડાકટરે મારી તપાસ કરવા પેટ પરથી મારાં કપડાં ઉતારવાનું કહેતાં વેલેસ્લી બહાર નીકળીને ઉભો રહ્યો હતો; ડાકટરે કહ્યું: “બેન, તમે ભારે પગે છો તેથી, કંઇ આવેશભર્યા વિચાર આવતાં બેભાન થઇ જાઓ છો; બીજું કંઇ નથી, હું દવા મોકલીશ એટલે આરામ થઇ જશે.”

ડાકટરની જાણે બલા, કે હું કોણુ હતી. અને મારો ધણી કોણુ હતો. પણ મારી દાસી અજબ થઇ. કુદરતીજ મારાં ચારિત્ર્ય માટે તેને શક પડયો; તેથી મેં તેને વિશ્વાસમાં લઇને મારાં જીવનચારિત્રને ફકત કેપ્ટન બોમોંટ સાથેના સંબંધનો ભાગ અને મારા મસીઆઇએ મને શી રીતે ફસાવી હતી તેટલું કહી તેને એ બીના ગુપ્ત રાખવા

વિનંતિ કરી. રાતના વેલેસ્લી પાછો મારી ખબર લેવા શરમાતે. શરમાતો આવ્યો; તેને એમ ધાસ્તી હતી કે નોકર ચાકરોને તેનાંજ ચારિત્ર્ય પર વહેમ પડ્યો હશે.

મી વેલેસ્લીને પણ મેં વિશ્વાસમાં લઇને જેટલું દાસીને કહ્યું હતું; તેટલુંજ કહ્યું, ફક્ત એટલું વધારે કે હું કેપ્ટન બોમોંટની પરણીયાત સ્ત્રી નહિ પણ રખાત હતી.

મી. વેલેસ્લીએ મને પૈસા ટકાની કે બીજી જે પણ મદદ જોઇએ તે કરવા કહ્યું. પછી મેં જણાવ્યું કે કેપ્ટન બોમોંટને હું વફાદાર રહી શકી નથી-અથવા બળાત્કારે તેના તરફની મારી વફાદારીનો ભંગ કરવામાં આવ્યો છે; એટલે હવે હું મારી મેળેજ તેનું ઘર છોડીને જતી રહું છું. ગમે ત્યાં એકાંતમાં વસી રહીશ અને સુવાવડ વીત્યા પછી નવેસરથી જીંદગી શરૂ કરીશ; એટલે વેલેસ્લીએ કહ્યું:

"ત્યાર પછી મારી સાથે રહેજોને, હું તમને કેટલાં બધાં ચાહું છું! જ્યાં જાઓ ત્યાંથી મને કાગળ પત્ર લખ્યા કરજો અને જે જોઇએ તે ખુશીથી મંગાવજો."

પણ હાલ તુરત તેવું કંઇ પણ નહિ કરવા મેં કહ્યું. બીજે દિવસે કેપ્ટન બોમોંટના એજંટને મેં બોલાવ્યો તેને ગાડી ઘોડા, બંગલા, માલમતા, દાગીના બધું સ્વાધીન કર્યું, તેની પાકી રસીદ લીધી, નોકર ચાકરોને પગાર ચુકવીને સારી ચાલ ચલગતના સર્ટીફીકેટો લખી આપી વિદાય કર્યાં, અને કેપ્ટન બોમોંટ પર બે કાગળ લખ્યા, એક તે જ્યાં સફરમાં હોય ત્યાં જાય, અને કંઇક અણધારી રીતે

તે ઇંગ્લેંડ આવે તો બીજો કાગળ તેને અહિં તરત મળે તેવી રીતે તેની સ્થાનિક ઓફિસ પર મોકલ્યો. બોમોંટે મને ભેટસોગાદો આપી હતી તે ધન મારી પાસે પૂરતું હતું, તે લઇ હું ફ્રાન્સ જવા નીકળી પડી, પણ રસ્તે ઇંગ્લંડનુંજ એક સેન્ડગેટ કરીને દરિયાકાંઠે ગામડું જોયું તે એકાંત અને સગવડભર્યુ લાગવાથી એક નાનકડું ઘર ભાડે રાખી "મીસીસ લામ્બર્ટ" નું નામ ધારણ કરીને ત્યાં રહી. થોડાક મહિના પછી આગસ્ટ મહિનામાં મેં એક મુએલા છોકરાને જન્મ આપ્યો. છોકરો મુએલો જન્મ્યો તેથી હું રાજી થઇ, કેમકે તે મારા દુષ્ટ મસીઆઇના પેટનો હતો, પછી નચિંતપણે સારા હવા પાણીના સ્થળે રહેવાને લીધે અને નિયમિત કસરત કરવાથી હું પાછી હતી તેવી તન્દુરસ્ત થઇ. ૨૩ વરસની વય, સૌન્દર્યનો મદ, લખલુટ મોજશોખમાં રહેવાની પડેલી ટેવ, આ બધાં કારણોને લીધે ભાવિએ મને વળી ભુલાવી. પ્રમાણિક મજુરી કરીને જીવન ગાળવાનો ખ્યાલ મનમાં ટક્યો નહિ, કાગળ લખીને મેં વેલેસ્લીને બોલાવ્યો, આ પહેલાં એક દિવસ મેં બોમોંટના એજંટ ઉપર બોમોંટની એક ઉપયોગી સનંદની મહોર મારી પાસે રહી ગઇ હતી તે મોકલી આપી હતી અને તેણે તે પહોંચ્યાની રસીદ મને લખી જણાવી હતી; આથી એક અણધાર્યો બનાવ એ બન્યો કે વેલેસ્લીને કાગળ લખ્યા પછી બીજે દિવસે હું ફરવા ગયેલી તે રસ્તા ઉપર તેની રાહ જોતી બેઠી હતી તેવામાં કેપ્ટન બોમોંટ એકાએક આવીને મને ભેટી પડ્યો. મારાં મોઢામાંથી અજાયબીનો ઉદ્‌ગાર નીકળી ગયો!

બોમોંટે કહ્યું: હું ઇંગ્લેંડ પાછો આવ્યો તે શું આવા સંજોગો

જોવા? મારાં ઓચિંતાં આગમનથી આશ્ચર્ય પામે છે ખરું? પણ મારું વહાણુ ભાંગ્યું અને કંઇ ચમત્કારીક રીતેજ ઉગરીને આજે તારી સમક્ષ હું ઉભો છું".

તેણે પોતાની આફતની મને વિગતે વાત કરી, તે સાંભળી તેની ડોકે બાઝી હું ખુબ રડી. પછી અમારા સંબંધની વાત નીકળી તે વખતે બોમોંટે મારા પર આરોપ મેલ્યા કે મેં તેને કાગળમાં જે લખી જણાવ્યું હતું, તે બધું જુઠું હતું, અને મારો પ્રેમ કેવળ દંભ હતો. મેં તે પત્રોની સચ્ચાઇ પૂરવાર કરવા કોશેષ કીધી પણ તેણે કશું પણ માન્યું નહિ. તેણે કહ્યું:

"મારી માલમીલ્કતના સંબંધમાં તેં એવો પ્રમાણિક વહીવટ બતાવ્યો છે કે તારા જેવી સ્ત્રી આવી બનાવટી વાતો શી રીતે લખી શકે?"

"બોમોંટ, હવે મને દાઝયા પર ડહામ નહિ દે, મેં જે લખ્યું હતુ તે બધું સાચુંજ હતું, તે કમબખ્ત મારા મસીઆઇથી રહેલા ગર્ભનીજ મોકાણુ માંડતા હું અહિં એકાંતમાં આવી રહી હતી."

"તું મને પાગલ કરી દેશે.'

"બોમોંટ, પ્રિયતમ બોમોંટ, પાગલ થવાનો વારો તો મારો આવ્યો છે, આબરૂદાર જીંદગી ગુજારવાની મારી બધી આશાઓ તુટી પડી છે."

"અને તેં મારૂં પણ ઘર ભાંગ્યું, ઇંગ્લેંડને કિનારે પગ મેલતાં

તને ભેટવાની શી ઘેલછા અને શી આતુરતાથી હું લંડન આવ્યો હતો !"

કોણ જાણે કેમ, પણ મારા પર થયેલા અત્યાચારની વાત બોમોંટને સાચી લાગીજ નહિ, તેને એમજ વસી ગયુ કે મેં તેને બેવકુફ બનાવ્યો હતો, તે પાગલની પેઠે મારી પાસેથી નાસી ગયો.

રાત્રે ઘેર જઇ હું પાછી વિચાર કરવા લાગી કે રખાત તરીકે પ્રમાણિક જીંદગી જીવવામાં કંઇ સાર છે ? કેપટન ફોર્ટેસ્કને મેં સાચાં દીલથી ચાહ્યો હતો તેણે મને બેવફા ગણીને ત્યાગી હતી, અને આ કેપટન બોમોંટે પણ તેમ કર્યુ ! એટલે કે રખાત તરીકે રહેવું અને પ્રેમના સાચા ઉભરા કાઢવા સ્નેહની ખરી ઉર્મીઓ ઉછળાવવી એનો કંઇ અર્થજ નથી. મારી સદ્વૃત્તિઓ શમી ગઇ; મારામાં શયતાન ભરાયો; મારા પ્રિયતમોની બેવકુફીપર હું હસી; એ હાસ્યના પોગળ અને ક્રુર રણકારથી હું પોતે પણ ચમકી.

આજથી હવે મનમાં એજ નિર્ધાર થયો કે ગમે તેનાં રક્ષણ હેઠળ રહેવું; પણ હવે કોઇના ઉપર કદી પણ વિવેકમાત્રમાં દર્શાવી શકાય તે કરતાં વધુ પ્રિત કે લાગણી દર્શાવવી નહિ.

બીજે દિવસે વેલેસ્લી આવી પહોંચ્યો; આવતાની સાથે તેણે મને ચુમીઓ કરીને અકળાવી દીધી; જોર કરીને ભેટયો, મારી ખુબસુરતીના વખાણ કર્યા; તેના તરફની મારી લાગણી અને વિશ્વાસથી તે આનંદ પામ્યો અને અમે લંડન રહેવા જવાની ગોઠવણ કરી. તેજ દિવસે મેં ઘર ખાલી કરી આપ્યું; તે આગમચ હું

બજારમાં કંઇ કપડાં લેવા ગઈ ત્યાં ભીખારચોટ હાલતમાં મારો ભાઇ સીરીલ મને મળ્યો; અમે ભાઇ બ્હેને એકાંતમાં જઇ સુખ દુઃખની વાતો કરી. તે દરમ્યાન તેણે કહ્યું કે કેદીઓના જહાજમાંથી તે છાનોમાનો છટકી નાઠો હતો અને હવે ફ્રાન્સ જવા ધારતો હતો, અને મોટાં બંદરોએ પકડાઇ જવાની બીકથીજ તે સેન્ડગેટ આવ્યો હતો. સીરીલ છેક વંઠી ગયો હતો તે હું આગળ કહી ગઇ છું પણ હવે તો તેના વંઠેલપણાની હદજ આવી ગઇ હતી: ભાઇપણું જાતના સંબંધની પવિત્રતાનો ખ્યાલ તો તેને રહ્યોજ નહોતો મારી સાથે વાત કરતાં પણ તે બેશરમ એવા ભુંડા ગાળવાચક શબ્દો બોલતો હતો કે કેટલીક વાર હું કમકમી જતી. મારાં રૂપ સૌન્દર્ય અને આડંબરની ગલીચ મશ્કરી કરતાં પણ તે ચુક્યો નહિ કેદની સજા થઇ ત્યારે મેં તેને જે ૫૦ પૌંડ આપ્યા હતા તે સત્તાવાળા-ઓએ પડાવી લીધા હતા: આજે મારી પાસે ૧૫ પૌંડજ હતા; પણ સીરીલને મન તો રકમ નાની નહોતી, હું આપું આપું તેટલામાં તો તે ઝડપ મારી ઝુંટવી લઇને બેદરકારીથી મારાં ખભાં પર હાથ નાંખીને મને હચમચાવી મેલીને ક્રુર હાસ્ય કરતો કરતો અદ્રસ્ય થઇ ગયો.

## કર્મનું ફળ નં. ૨.

ફેલીકસ વેલેસ્લીનો મારા પ્રત્યેનો પ્રેમ વિચિત્રજ હતો. કવિ કલ્પનામાં જેવા આશકો વર્ણવાયા છે તેવો વેલેસ્લી હતો. મારામાં તે મુગ્ધ અને તલ્લીન રહેતો. હરે ફરેને મનેજ જોયા કરે; મને જરાય વ્હીલી મેલે નહિ; મારા પ્રત્યે આદર, સન્માન અને સમાનતાનો

ભાવ એટલો બધો કે ફક્ત મારી છબીની પૂજાજ કરવાનું બાકી હતું; ટુંકમાં એને પાગલ પ્રેમી કહીએ તો ચાલે, પણ તેનામાં એક ખોડ હતી, અને તે કુદરતીજ હતી, હું કોઇની સાથે, બોલું અને વાતચીત કરૂં તે તેનાથી ન ખમાય; તેને ઓછું આવે, રીસાય, મનાય અને વળી રીસાય; હું તેની સાંથે તેના જેટલાજ ઉત્સાહ અને લાગણીથી પ્રેમની મસ્તી કરૂં; જાણે તેના પ્રેમમાં દીવાની થઇ ગઇ હોઉં એમ બતાવું તો તેને ગમે; નહિ તો મારે માટે તેને વહેમ આવે અને કંઇ કંઇ તરંગ કુતરંગો કરે પણ આગળ જણાવી ગઇ તેમ મારામાં હવે લાગણીના પૂર ઓસરી ગયાં હતાં એટલે મારે આ નવું નાટક કેટલો વખત નભશે એજ પ્રશ્ન હતો. મને તો તેના પ્રત્યે વિવેક પૂરતું માનજ હતુ; રેજીનાલ્ડ ફ્રેટેરકને હું દીલથી ચાહતી; આર્થર બ્રીજીસને હું સદ્ભાવથી ચાહતી: રેજીનાલ્ડ ફ્રેટેરકની સોબતથી મારાંમાં સ્ત્રી જાતિને ઉચિત એવા ઉમદા ગુણો ઉદય પામ્યા હતા; આર્થર બ્રીજીસની સોબતમાં તે વીકસ્યા હતા; પણ હવે કોઇપણ માણસને ખરા પ્રેમથી ચાહવાની મારી વૃત્તિ નાશ પામી હતી. કેપટન બોમોંટ અને આ વેલેસ્લી બેઉને ફક્ત હું મારા હિતચિંતકો, મિત્રો અને રક્ષકો ગણતી; તેથી વધુ કંઇજ નહિ.

અમે કાયમ માટે લંડનમાં રહેવાની ગોઠવણ કરી હતી પણ સેન્ડગેટથી લંડન જતાં વચ્ચે ડોવર આવ્યું; ત્યાં અમે થોડો વખત ગુજારી કાઢવાનો મનસુબો કરી ઉતરી પડયાં અને દરિયા કાંઠે એક સુંદર બંગલો ભાડે રાખ્યો; ત્યાં અમને એવું ગમી ગયું કે અમે બંગલાની ભાડાચિઠ્ઠીની મુદત લંબાવ્યા કરી. વેલેસ્લી બહુ ઉદાર

હતો; હું જો તેને અટકાવું નહિ તો આખા ગામની અડધી દુકાનોના દાગીના મારે માટે ખરીદી લેવા તે ઉત્સુક હતો. ડોવરમાં રહ્યાને મહિનો સવા મહિનો થયો હશે તેવામાં નીચલો બનાવ બન્યો:

એક દિવસ હું અને વેલેસ્લી ડોવરની ચોપાટીપર ફરતાં હતાં તેવામાં વેલેસ્લીનો એક જુની ઓળખાણનો વીલીયમ્સ નામનો વહાણવટી મળ્યો; વેલેસ્લીએ તેની સાથે મારૂં મીસીસ વેલેસ્લી તરીકે ઓળખાણ કરાવ્યું અને વાતવાતમાં તેણે પોતાની હોડીમાં બીજે દિવસે અમને સહેલ કરવા જવાનું આમંત્રણ આપ્યું; હું કોઇ દિવસ વહાણમાં બેઠી નહોતી તેથી વીલીયમ્સનું આમંત્રણ મેં સ્વીકાર્યું અને પછી તે ચાલ્યો ગયો. તેના ગયા પછી વેલેસ્લી મારી સાથે ફફડવા લાગ્યો.

"મારો વિચાર એવો હતો કે ડોવરમાં રહીએ ત્યાં સુધી આપણે તદ્દન એકલાંજ રહીએ અને કોઇ સાથે ભેળાઇએ નહિ. પણ તું તો કાલે સહેલ કરવા જવાની હા પાડી બેઠી, અને હોડીમાં બીજા સહેલાણીઓ પણ હશે એટલે કલાકો સુધી આપણાથી વાતચીત થઈ શકશે નહિ."

"હું શું જાણું કે તમારો એવો ઇરાદો હતો; પણ હવે તો કરેલી ગોઠવણ અમલમાં મેલવીજ જોઇએ; પણ તમે મુંઝાઓ છો શું કામ? આપણે હોડીમાં જોડાજોડજ બેસીશું કની!" મેં કહ્યું.

"પાસે બેસવામાં શું વળ્યું? તું કોઇ બીજા સહેલાણી સાથેજ ગપ્પાં માર્યાં કરશે,"

"અને સહેલાણીઓમાં કોઈ બાનુ હોય તો તમે તેની સાથે ગપ્પાં મારવામાં રોકાજોને."

"રોઝ, તું, આમ કેમ વાતો કરે છે?"

"હું તમને ખાત્રી આપું છું કે તમે કોઇ સ્ત્રી સાથે ખુશગુફતેગો કરશો તો હું તમારી કે તે સ્ત્રીની અદેખાઇ નહિ કરૂં."

"પણ તારી સાથે કોઇ બીજો માણસ ટાળટાં કરવા બેસશે તેની મને અદેખાઇ આવશે કેની?'

"વેલેસ્લી, તમે મુર્ખાઇભરી દલીલ કરો છો; જગતમાં કોઇને પણ મળ્યા વગર કે. કોઇના પણ સમાગમમાં આવ્યા વગર, આપણે બેના બે એકલાંજ શી રીતે હંમેશને માટે દિવસો ગુજારી શકીશું? અને તેમ કરતાં કંટાળો નહિ આવે?"

"પ્રેમના સતત્ ઉપભોગમાં કંટાળો કદી આવેજ નહિ."

પછી મેં વાતનો વિષય બદલી નાંખ્યો. મેં વિચાર કર્યો કે જો વેલેસ્લીની આવી વલણને હું ઉ-તેજન આપીશ તો આગળ જતાં પ્રેમીને બદલે સીતમગર થઈ જશે અને મને પોતાની પાસેથી જરાય ખસવા દેશે નહિ અને બધી બાબતોમાં તેને જેમ કરવું હશે તેમજ કરવા દેશે; માટે આસ્તે આસ્તે તેની પ્રેમની ખુમારીને બીજા ત્રીજા માર્ગોમાં વાળવીજ જોઇએ.

સહેલગાહે જવાનું ભાંગી પાડવા સારૂ બીજે દિવસે સવારે વેલેસ્લીએ કંઇ કંઇ વાંધાવિઘ્ની બતાવ્યાં; આજે પવન સારો નથી

રૂતુ તોફાની છે, સહેલમાં મઝા પડશે નહિ વિગેરે વિગેરે, પણ આ વખતે તેની સાથે દલીલ કરવાને બદલે લાડ અને નખરાં કરીને હું તેને દરિયા કાંઠે લઇ ગઇ. વહાણુમાં બેસતાં બેસતાં પણ પાછી ઉતારી પાડવા વેલેસ્લીએ બાનાં બતાવ્યા, પણ હું શાની ઉતરૂં ?

વણાણવટી વીલીયમ્સ આ હોડીમાં સહેલ કરાવવા માટે પોતાના બીજા પણ ત્રણ દોસ્તોને લાવ્યો હતો તેમાંનો એક બેલમોરનો માકવીંસ હતો, પણ તેને જાણે ઓળખતીજ નહિ હોઉં તેમ તેના તરફ નજર સુદ્ધાં નાંખ્યા વગર હોડીમાં હું બેઠી. શિષ્ટાચાર પ્રમાણે વહાણવટીએ અમારી તેના ત્રણે દોસ્તો સાથે ઓળખાણ કરાવી. એક બેલમોરનો માકવીંસ, એક મી. બ્લેઇક અને એક મી. ફેઇન, બધા વાંઢાઓજ હતા, અને અમે બે.

શિષ્ટાચારને ખાતર માકવીંસ જાણે આજે મને પહેલ વહેલોજ મળ્યો હોય તેમ તેણે નમન કર્યું. મેં પણ સામો ઘટતો વિવેક કર્યો. હોડી ઉપડી, મી. બ્લેઇક અને મી. ફેઇન વહાણવટી સાથે હલેસાં મારવામાં જોડાયા, અને માકવીંસ અમારી પાસે ગપ્પાં મારવા બેઠો, શિષ્ટાચાર પ્રમાણે જેટલું નજીક બેસાય તેટલું મારી નજીક વેલેસ્લી બેઠો અને પોતા તરફજ મારૂં ધ્યાન રોકેલું રાખવા માકવીંસને વાત કરવાનો વખત નહિ આપતાં પોતેજ વાતો કરવા લાગ્યો, પણ તેવામાં વહાણવટીએ તેને મદદે બોલાવ્યો, તે કચવાતે દીલે મારી પાસેથી ઉઠીને ગયો અને હું તથા માકવીંસ વાતો કરવા માટે એકલાં પડયાં; હોડીને સઢ ચઢાવ્યો હતો, પવનને લીધે

થતા તેના ફફડાટ તથા સમુદ્રનાં મોજાંનાં અવાજમાં અમારી વાતો બીજું કોઇ સાંભળી શકે તેમ નહોતું.

" હું ધારૂં છું કે તમે મને માફી બક્ષી છે." માકવીસે મને કહ્યું.

" ભૂતકાળની વાત તાજી કરવાનું કંઇ કારણ છે ?" મેં તિરસ્કારની દષ્ટિ નાંખી કહ્યું.

" વહાલી રોઝ, જો તું મને......"

" મહેરબાની કરીને વિવેકથી બોલો, હું કંઇ તમારી બૈરી નથી."

" હું એમ પૂછું છું કે તમે ભૂતકાળની બીના સદંતર ભુલી ગયાં છોને ?"

" તે કદી પણ ભૂલાય તેવી બીના નહોતી બની."

" ત્યારે તમે મને કદી માફ કરશો નહિ ?"

" તમારાં હૃદયને પૂછોને કે તમારો ગુન્હો જેવો તેવો હતો ?"

" તમે બહુ ખારીલાં છો, તુલીચમાં તમે મને એવી હાલતમાં મૂકી ચાલ્યાં ગયા......"

" પાછી, તેની તે વાત......"

" પણ તમે મને શાપ આપ્યો હતો તે મારા વિચારમાંથી ખસતો નથી, એ કે તમારી નજર આગળજ કંઈક ઘાતથી મારૂં મરણ થશે......"

" તેમ થાય એવું હવે હું ઇચ્છતી નથી, પણ જે દિવસે તમે મને ફસાવેલી તે વખતે મેં જે શાપ દીધો હતો તે વહેલો મોડો ફળશેજ, એમ મને તો ધાસ્તી રહે છે."

" તારૂં વેર વળે તે આગમચ જો હું હમણાં તારી બેઇજ્જતી જાહેર કરૂં તો ? કે તું એકની નહિ પણ અનેક માણસોની રખાત તરીકે રહી ચુકી છે......"

" એવી ધમકીથી હવે હું બીતી નથી, તમે મારી નાલેશી કરવા માંડો એટલે આ બધા ગૃહસ્થોજ તમને નીચ બદમાશ જાણીને અહિં ને અહિં ઠોકી પાડશે."

" ચાલો, ત્યારે હવે કંઇ બીજી વાતો કરીએ."

" ભલે, પણ જ્યારે મારો શાપ ફળે તે વખતે મને યાદ કરજો, અને તમારા વિનાશકાળે જો હું નજીક હોઇશ તો તમને જરૂર માફી બક્ષીશ."

માકવીંસ કોણ જાણે કેમ મારા શાપથી વુલીચમાં તેણે મને ભ્રષ્ટ કરી તે દિવસથીજ બહુ ધ્રુજ્યા કરતો હતો. પછી અમે કંઇ બીજી બાબત પર વાત કાઢીએ તેટલામાં તો વહાણવટી, બ્લેઇક, ફેઇન, બધા સાથે બુમ પાડી ઉઠયા; "બરાબર, જોરથી પકડીને બેસજો." વેલેસ્લીએ એકદમ કુદકો મારીને પાસે આવીને મને પકડી લીધી અને બેલમોરનો માકવીંસ દરિયામાં ઉથલી પડયો અને મોજાં સાથે ઘસડાયો. મરતી વખતે પેલા પીન્ટરે જેવી ચીસ પાડી હતી તેવીજ ચીસ માકવીંસના મોઢાંમાંથી દરિયામાં ઉથલી પડતી વખતે

નીકળી પડી. દરિયાનું એક મોટું મોજું આવતું જોઇ વહાણવટી અને બીજાઓ બુમ પાડી ઉઠ્યા હતા; અને માકવીંસ કંઇ પકડવા જાય તેટલામાં તો હોડીને મોજાંથી લાગેલા ધક્કાથી તે ઉથલી પડ્યો. મોજાંના પાણીના છંટકાવથી હું અને વેલેસ્લી સજડ ભીંજાઇ ગયાં; પણ પળવારમાં અમે આંખ ખોલીને જોઇએ છીએ તો દૂર પાણીમાં માકવીંસ ડુબકાં ખાતો દેખાયો. વળી એક મોટાં મોજાંથી માકવીંસ ઘસડાઇને હોડી પાસે આવ્યો; મરતી વખતનું તેનું મોઢું મેં જોઇ લીધું; જાણે તે એમ કહેતું હોય કે ગેઝ, તારો શાપ ફળ્યો છે: તારૂં વેર વળ્યું છે. હું દોરડું પકડીને બેઠી હતી ત્યાં તુરત પરજ બેભાન થઇ પડી; વેલેસ્લી ખલાસીઓને મદદ કરવા ગયો હતો ત્યાંથી વળી પાછો મારી પાસે દોડી આવ્યો; મેં આંખો ખોલીને પૂછ્યું:

"બેલમોરના માકવીંસ?"

"ઘસડાઇ ગયા." વેલેસ્લીએ જવાબ આપ્યો.

પછી હોડીને કાંઠા તરફ વાળીને અમે સહીસલામત ડોવરના બંદરમાં દાખલ થયાં; હોડામાંથી ઉતર્યા પછી વેલેસ્લીએ મને ઠપકો આપ્યો:

"હવે કોઇવાર હઠ કરીને મારી નામરજીથી આવી સહેલ કરવા જશે ?"

પછી અમે ગુપચુપ ઘેર ગયાં; આ બનાવ પર વિચાર કરતાં મારાં મનમાં તરંગ આવ્યો કે મારા ઉપર દગાથી અત્યાચાર કર-નારા ત્રણ જાણમાંથી બે જણનો મારી નજર આગળજ કરૂણાજનક વિનાશ થયો. શું મારા મસીઆઇ સર જોન હેવરસ્ટોકની હાલત પણ આવીજ થશે કે શું ?

બીજે દિવસે માકવીંસની લાશ કાંઠે નીકળી; તેના સગાંવહાલાંએ ઘટતી ઉત્તરક્રિયા કરવા તેને દેશમાં લઇ ગયા; દશ દિવસ પછી અમે પણ લંડન ગયાં અને શહેરની બહાર બેઝવોટરના પરામાં એક બંગલો ભાડે રાખી રહ્યાં.

# પ્રકરણ ૩૬ મું.

## બીજો ઘરડો ઘુવડ

લંડનમાં રહેવા આવ્યા પછી વેલેસ્લી સાથે પાછો તેનો તે રડાકુટો, તેના અને મારા સ્વભાવનો કોઇપણ રીતે મેળ બેસે નહિ. હું જ્યાં જાઉં ત્યાં તે તો સાથે ને સાથે. દીવાનખાનામાં એકલી જરા વધારે વાર બેઠી હોઉં કે તરત ત્યાં દોડી આવે; બેઠી બેઠી જવામાં કે નહાવામાં વધારે વખત રોકાયો કે ને ખબર કાઢવા આવી જ ઉભો સમજવો, બજારમાં જાઉં તે ત્યાં સાથે; દરજીને ત્યાં પણ સાથે; કાપડીઆને ત્યાં પણ મારે એકલીને જવાનું નહિ. સાથે નહિ રહેવું જોઇએ તેવા પ્રસંગે તે મારી સાથે રહીને તે મારી સ્થિતિ હાસ્યાસ્પદ કરી મેલતો; તેના પ્રેમનો અતિરેક થતો હતો અને મને અતિશય કંટાળો આવતો હતો. હું તેને કથે મારી સાથે આવવા ના પાડું તો તે ઘણો જ ગમગીન થઇ જતો; કલાકોના કલાકો સુધી અમારે સાથે બેસી રહેવું અને ફક્ત પ્યારની જ વાતો કરવી; એક એકને ગળે હાથ નાંખી, અથવા એક બીજાની કમર પકડી દીવાનખાનામાં ફર્યા કરવું; અથવા મારે તેના ખોળામાં સૂઇને; કે તેણે મારા ખોળામાં સૂઇને પ્યારના પાઠો પઢ્યા કર્યા; અને નાનાં બાળકોને રમાડતાં, જેવું કાલું બોલીએ તેવું એક બીજાને સંબોધીને બોલ્યા કરવું, આ અમારો રોજનો કાર્યક્રમ હતો અને અનેક વખતે આવી રાસલીલાઓ કરતાં હોઇએ ત્યારે નોકર ચાકરો પણ જોઇ લેતા; તેઓ આગળ મારે વારંવાર એટલું બધું

શરમાવું પડતું કે ન પૂછો વાત. વેલેસ્લીની આવી ઘેલછામાં જો મેં તેની સાથે કાયદેસર લગ્ન કરવા માગ્યાં હોત તો થઇ શકતે; પણ આવા પાગલ પ્રેમી સાથે લાંબો વખત નભાવટ થાય એમ નહિ લાગવાથી મેં તે ખ્યાલ પડતો મેલ્યો હતો. વૃદ્ધપતિ તરૂણ પત્નીની તહેનાતમાં જેટલો નહિ તે કરતાં વધારે આ ૨૭–૨૮ વર્ષનો યુવક મારી તહેનાતમાં રહેતો હતો. મારો છેડો જરાય છોડે નહિ, હું તેની પરણીયતની સ્ત્રી તરીકે પસાર થતી હોવાથી આસપાસના બંગલાઓના રહેનારાઓ સાથે મેં હળવા ભળવા કોશિષ કરી; તે બીચારાં બધા અમને એકેક બબ્બેવાર મળવા આવી ગયાં; પણ વેલેસ્લી તેઓ સાથે વિવેક કરવામાં ઉણપ બતાવતો અને મને તો કોઇને ત્યાં જવા જ ન દે; એટલે આડોશીપાડોશીઓ સાથે કશો સંબંધ થઇ શકયો નહિ.

એક દિવસ વેલેસ્લી કંઇ કાગળ લખતો હશે; તેટલામાં હું બગીચામાં ફરવા નીકળી પડી; તેવામાં તે રસ્તે થઇને મી. આલ્ફ્રનલી પસાર થતો હતો; તે મળી ગયો; દશેક મીનીટ તેની સાથે ગપ્પાં માર્યાં; તે વાત મેં તેને કરી પણ નહિ; માકવીંસના મરણ વખતે હું તેજ હોડીમાં સંજોગવશાત્ હતી તેટલું મેં તેને કહ્યું; પછી હસ્તધુનન કરી તે ચાલ્યો ગયો. હું બંગલામાં જવા પાછી ફરી; ઉમરા ઉપરજ વેલેસ્લી ક્રોધથી રાતોપીળો થયેલો ઉભો હતો; હું તરત સમજી ગઇ કે લડાઇનો વાવટો ચઢયો છે; પણ નોકર ચાકરોનાં દેખતાં કાંઇ નહિ બને તે સારૂ હું રૂવાબમાં ને રૂવાબમાંજ મેડી ઉપર ચાલી ગઇ. વેલેસ્લી ત્યાં આવ્યો.

"પ્રિય રોઝ, આટલી બધી વાર તું કોની સાથે વાત કરતી ઉભી હતી. ?" તેણે પૂછ્યું.

"મારા એક જુના મિત્ર હતા." મેં કહ્યું.

"જુના મિત્ર?"

"ત્યારે બીજું કોણ? કેમ મારો કોઇ મિત્ર ન હોય?"

"પુરૂષ મિત્ર હોય એ અજબ થવા જેવું છે: અને તેની સાથે તું વળી હસી હસીને વાતો કરતી હતી. મારાથી અજાણ્યો હોય તેવા માણુસ સાથે મારા દેખતાં તું આવી છુટ લે: તે મને બીલ્કુલ પસંદ નથી."

"પણુ જો તમારી કોઇ ઓાળખીતી સ્ત્રી તમને મળે–કે જેને હુ નહિ ઓાળખતી હોઉં–અને તેની સાથે તમે અર્ધો કલાક વાત કરો તો મને કંઇ ચિંતા થાય નહિ."

વેલેસ્લી આ સાંભળી છક થઇ ગયો: તે બોલ્યો.

"રોઝ, તું મને ચાહતી નથી?"

"તમને ચાહતી હોઉં એટલે મારે બીજાં કોઇ સાથે કંઇ બોલવુંજ નહિ એમ? નોકર, ચાકર દરજી, ધોબી, વિગેરે પાસે બોલ્યા વગર કામ કેમ કરાવવું? હું મારી પોતાની રીતે અભ્યાસ પૂર્વક તમારી સાથે પ્રેમ કરૂં તે કરવા દો: બાકી આ બધી ઘેલછા મને નથી સારી લાગતી."

"મારો પ્રેમ, તે તારે મન ઘેલછા? તું બોલે છે શું?"

"હા, ખરેખર, તમારો પ્રેમ તો હવે જાણે જુલમ જેવો લાગે છે. દરવાજાપર ઉભી રહી હું જેની સાથે વાત કરતી હતી તે મી. આનવનલી હતા. તે પાર્લામેંટના સભાસદ છે અને એક વાર સામાન્ય ચુંટણી વખતે તેમને અને મને પરિચય થયો હતો."

"તો સલામ કરીને પતાવવું હતું ને?"

"અને થોડીક મીનીટ વાત કરી તેમાં શું બગડી ગયું? ફેલીકસ, હવે બીજી વાર તમે આવા પ્રસંગ નહિ ઉભા કરતા." હું જરા ગુસ્સે થઇ બોલી.

"ઉલટું, મારે તને, કહેવું જોઇએ કે ફરીથી તું આવા પ્રસંગ ઉભા નહિ કરતી." વેલેસ્લી રડવા જેવો થઇ બોલ્યો.

"માંડી વાળો હવે: ચાલો ઘોડે બેસી ફરવા જઇએ."

તેણે માની લીધું કે હવે હું કોઇ પણ પુરૂષ સાથે ૧૦ મીનીટ વાત નહિ કરૂં: તેણે નોકરોને ઘોડા તૈયાર કરવા વરદી આપી અને હું પણ ઘોડેસ્વારનો પોશાક પહેરવા મારા શણગાર ભુવનમાં ગઇ. પોશાક પહેરી મેં આયનામાં જોયું અને મારી ખુબસુરતી તથા તન્દુરસ્તી મારે મગરૂર થઇ પછી નીચે આવી વેલેસ્લીની રાહ જોતી હું ઉભી: વેલેસ્લી સજ્જ થઇને આવ્યો: મને જોઇને એકદમ વિહવળ થઇ ગયો અને એ ઘોડાવાળો ઘોડા તૈયાર કરીને ઉભો હતો તે સુધાં ભૂલી જઇને કમરેથી મને પકડીને પોતા તરફ ખેંચીને છાતી સરસી દબાવી.

"આ પોશાકમાં તું અતિશય કામણગારી લાગે છે." તે બોલ્યો.

"કંઈ ભાન છે કે નહિ?" કહી તેના બાહુપાશમાંથી છટકીને સ્વસ્થ થઈ હું નીચું જોતી ઉભી. વેલેસ્લી પોતે પણ ચાટ પડી ગયો: ઘોડાવાલો મહામુસીબતે પોતાનું હાસ્ય રોકી શકયો હતો.

"લો, ચાલો, હવે મને ઘોડા પર બેસાડો." મેં આ હાસ્યાસ્પદ પ્રસંગને બીજું રૂપ આપીને કહ્યું.

"હુ ધારૂં છું, રોઝ, કે આજે આપણે ફરવા જવાનું માંડી વાળીએ." વેલેસ્લીની આંખમાં કામવાસનાની ખુમારી ચઢી ગઈ હતી.

હું ગુસ્સે થઈ ફફડી: "એક ફારસ ઓછું પડયું જે હજી બીજું ફારસ ભજવવું હશે; નોકરોને ઠીક, વગર પૈસાનાં નાટકો જોવા મળે છે."

હું મારી મેળે ઘોડા પર ચઢી બેઠી; વેલેસ્લી પણ ઓશિયાળું મોઢું કરી ઘોડે બેઠો; થોડેક દૂર ગયા પછી પોતાનો ઘોડો મારા ઘોડાની લગોલગ લાવી તે બોલ્યો:

"રોઝ, તને માઠું લાગ્યું? તું મને જેટલો ચાહે છે તેટલોજ ચાહે છે એમ તમારા મુખથી કહેશે નહિ, ત્યાં સુધી મને ગમવાનું નથી."

"બસ, પ્રેમ, પ્રેમ, પ્રેમ, બીજી વાતજ કંઈ નથીને." હું કટાણું મોઢું કરીને બબડી.

"રોઝ તેં શું કહ્યું ? મેં સાંભળ્યું નહિ."

"મેં એમ કહ્યું કે આપણે હાઇડ પાર્ક તરફ જઇએ."

"ત્યાં ઘણા લોકો એકઠા થાય છે એટલે આપણે વાતો કરીશું નહિ, હું ધારૂં છું કે......"

વેલેસ્લીનો જવાબ સાંભળવાની દરકાર કર્યા વગર મારા ઘોડાને એડ મારીને હાઇડ પાર્ક તરફ મેં વાળ્યો; વેલેસ્લીને પણ નછુટકે મારી પાછળ ઘસડાવું પડયું.

બાગમાં ઘોડાપરથી ઉતરીને અમે ફરવા લાગ્યાં; તેવામાં એક સ્થળે કોઇ લશ્કરી અમલદાર જેવો દેખાતો બહુજ ફાંકડો યુવક ઉભેલો હતો અને તેનો ઘોડો પણ એક જોવા જેવું જાનવર હતું. તે તરફ મેં નજર ઠેરવી જોવા માંડયું; પણ વેલેસ્લીથી તે ખમાયું નહિ; તે બોલી ઉઠયોઃ

"રોઝ, શું કરે છે ?"

"પેલો સુંદર ઘોડો જોઉં છુ"

"લે ચાલ, હવે ઘેર જઇએ."

ઘેર આવતાં રસ્તે વેલેસ્લી બોલ્યો: "રોઝ, ખરેખર પેલા અમલદારે ધાર્યું હશે કે તું તેને જોયા કરતી હતી; અને તે તારા ભણી કેવી નફટાઇથી જોયા કરતો હતો !"

"એ વિષે મારાં કરતાં તમે વધારે ધ્યાન આપ્યું લાગે છે."

આ વખતે પાછળથી એક ગાડી પૂર વેગે આવતી હતી અને મારા ઘોડાને બાજુએ લઇ જાઉં તે પહેલાં તો તે પાછળથી આવતા

અવાજથી ભડકયો; તેમાં વળી અધુરામાં પુરૂ તેજ દિશાએથી અડધો ડઝન સ્ત્રી પુરૂષ ઘોડેસ્વારો પણ પૂર ઝડપે ઘોડા દોડાવતાં આવતાં હતાં; આ ગભરાટમાં ઘોડાપર મારો કાબુ રહ્યો નહિ અને હું ઉથલી પડી; આ અકસ્માતમાં વેલેસ્લી મને સંભાળી લે તે આગમચ પેલોજ ફાંકડો અમલદાર કે જેના ઘોડાને હું જોયા કરતી હતી તે પોતાના ઘોડા પરથી તરત કુદી પડયો અને મને હાથ પકડીને ઉઠાડી. મેં મારા પોશાકને વળગેલી ધુળ ખંખેરી અને તે અમલદારનો આભાર માનીને જણાવ્યું કે મને કંઇ પણ ઇજા થઇ નથી. બીજે દિવસે મારી ખબર લેવા આવવા તેણે મારૂં સરનામું માગ્યું; અને મેં અમારૂં કાર્ડ તેને આપ્યું.

બીજે દિવસે સવારે વેલેસ્લી મને કહે છેઃ "હવે પેલો સાળો ગધેડો, પાછો તારી ખબર લેવા આવશે અને વખત લગાડશે; દરવાજાના પર નોકરને ઉભો રાખીને હું કહેવડાવીશ કે તું સારી છે અને મળવાની જરૂર નથી."

"એમ કેમ બને?" મેં કહ્યું.

એટલામાં નોકરે આવીને જણાવ્યું કે લોર્ડ આલ્ફ્રેટન બાઇની ખબર પૂછાવે છે. મેં પૂછયું કે એ લોર્ડ આલ્ફ્રેટન વળી કોણ છે? વેલેસ્લીએ જવાબ આપ્યો કે આપણા સામા બંગાલમાં જે વૃદ્ધ ગૃહસ્થ રહે છે તે; કોઇ કોઇવાર બગીચામાં ફરતા નથી દેખાતા? તે.

ઘોડા પરથી પડી જતાં મને વાગ્યું તો હતુંજ; પીઠે અને કમરે પણ મને જરા જરા દુખતું; તેથી હું પલંગમાં પડી પડી આરામ

લેતી; પણ વેલેસ્લી બંદો મારી પાસેથી જરા ખસે નહિ; મારાં ઝુલ્ફાં સાથે રમત કર્યા કરે; મારા હાથપગ દબાવે; મીનીટે મીનીટે ચુંબન કર્યા કરે અને દર પાંચ મીનીટે પૂછ્યા કરે કે હવે કેમ છે?

બપોર પછી પેલો અમલદાર કે જેનું નામ કેપ્ટન સીડનહેમ હતુ તે બે ઘોડાની ફેટનમાં બેચાર હજુરીઆઓ સાથે દમામથી મારી ખબર લેવા આવ્યો; અને પાએક કલાક થોભી વિદાય થયો. સામેવાળા લોર્ડ આલ્ફ્રેટને ત્રણ ચાર દિવસ રોજ ખબર પૂછાવી હતી; ત્યાર પછી હું સારી થઇ ગઇ અને પાંચમે દિવસે ગાડીમાં બેસી ફરવા ગઇ. ફરીને પાછાં આવ્યાં ત્યારે લોર્ડ આલ્ફ્રેટને રસ્તા પર ઉભા ઉભાજ વળી પાછી મારી ખબર પૂછી અને અમને બેઉને પોતાના બગીચામાં ચોકસ જાતના ખાસ ફુલઝાડ હતાં તે જોવા એક દિવસ જવા કહ્યું; અમે હા પાડી બંગલામાં દાખલ થયાં; હું મેડી પર જઇને ઉભી ને રસ્તા પર નજર કરી તો જણાયું કે લોર્ડ આલ્ફ્રેટન સાથે એક શખ્સ વાત કરતો હતો તે હું જ્યારે મી. આલવનલી સાથે રહેતી હતી ત્યારે એકાદ બેવાર તેની સાથે મારે ઘેર આવ્યો હતો; તેણે ઝરૂખા સામે જોઇ મને ઓળખીને નમન કર્યું; મેં પણ ડોકું હલાવી તેનું નમન સ્વીકાર્યું. વેલેસ્લીએ તે જોઇને પૂછ્યું કે એ કોણ છે. મેં કહ્યું. મારો ઓળખીતો છે. વેલેસ્લીએ ટાણો માર્યો કે તારા ઓળખીતાઓની સંખ્યા વધી જશે તો આપણને બેને એકલાં પડીને વાત કરવાનો એક કલાક પણ ભાગ્યે મળશે.

બીજે દિવસે કેપ્ટન સીડનહેમ વળી મારી ખબર લઇ ગયો. ખરૂં જોતાં તે મારૂં સૌન્દર્ય નિહાળી પોતાની આંખ ટાઢી કરવાજ આવતો હતો તે સમજી જતાં મને વાર લાગી નહિ. તેને બીજે દિવસે બપોરે લોર્ડ આલ્ફ્રેટનના બંગલામાંથી એક ગાડી કેથે ગઇ. તેમાં ત્રણ સ્ત્રીઓ હતી; એક લોર્ડની આજન્મ કુમારિકા, વૃધ્ધ બેન અને બીજી બે કુમારિકા પાંત્રીશ પાંત્રીશ કે ચાલીસ ચાલીસ વર્ષની કુમારિકાઓ તે લોર્ડની દીકરીઓ હતી. લોર્ડ પોતે વિધુર હતા. તેઓનાં ગયા પછી લોર્ડ સાહેબ અમને પોતાનો બગીચો બતાવવા તેડવા આવ્યા. હું ચેતી ગઇ કે લોર્ડ આલ્ફ્રેટન મારી આગલી પાછલી જાણતો હોવો જોઇએ; તેથીજ પોતાનાં ઘરનાં બાનુઓ બહાર ગયાં છે તેજ વખત તેણે અમને બોલાવવા માટે પસંદ કર્યો છે. તેણે અમને પોતાનાં નવી જાતનાં ફુલઝાડ બતાવ્યાં; પોતાની ચિત્રશાળા બતાવી અને બેએક કલાક અમારી ઠીક સરભરા કરી. ત્યાર પછીના પખવાડીયામાં કેપ્ટન સીડેનહેમ અને લોર્ડ આલ્ફ્રેટન બેઉ કેટલીકવાર અમારે ત્યાં મળવા આવી ગયા હતા; પણ લોર્ડ આલ્ફ્રેટને પોતાનાં ઘરની સ્ત્રીઓ સાથે મારી ઓળખાણ કરાવવાનું અમથું અમથું પણ કદી કહ્યું નહિ, એટલે મને મારી કલ્પના સાચી લાગી કે મારે વિષે તે જરૂર કંઇ માહિતિ ધરાવતો હશે.

એક દિવસે સવારે—ઇ. સ. ૧૮૪૬ ના ફેબ્રુઆરી મહિનામાં લોર્ડ આલ્ફ્રેટને અમારે ત્યાં આવીને કહ્યું: "એક ચિત્ર પ્રદર્શન ખાનગીમાં જોવા માટે મારી પાસે કાર્ડ આવેલાં છે; જેઓને તેડી જવાની મારી પહેલી ફરજ હતી તેઓ આવી શકે તેમ નથી: તો

હું ઇચ્છું છું કે તમે બેઉ જણાં મીસ્ટર અને મીસીસ વેલેસ્લી મારી સાથે આવશો.

વેલેસ્લીએ બપોરે પોતાના સોલીસીટરને ત્યાં જવાનું બહાનું બતાવ્યું; અને મારે માટેય તે ના પાડી દેવાની અણી ઉપર હતો તેવામાં મેં લોર્ડ સાહેબનું આમંત્રણ સ્વીકારી દીધું. વેલેસ્લી ભુંડો પડયો અને પોતાની લાગણી પર તેણે જેમ તેમ કાબુ રાખ્યો. બપોરે હું લોર્ડ આલ્ફ્રેટન સાથે મારી ગાડી જોડાવી, જવા તૈયાર થઇ ત્યારે વેલેસ્લી પણ સાથે આવવા તૈયાર થયો. લોર્ડ આલ્ફ્રેટનની સાથે હું એકલી જાઉં તે તેને પસંદ નહોતું: પણ મેં તેને ધમકાવ્યો કે મારામાં તેને અવિશ્વાસ છે એવું મોટા લોકો જાણી જાય તે મને ગમતું નથી. અમે થોડો કજીઓ કર્યો. કારણ, વેસ્લીની અધીરાઇ સુવિદિતજ છે; આખરે તેને જરા દબાવી, ધમકાવી, શાંત કરી, હું લોર્ડ આલ્ફ્રેટન સાથે ગાડીમાં બેઠી. જરા મોડું થવા માટે મેં લોર્ડ સાહેબની દરગુજર ચાહી: પણ તેણે જવાબ આપ્યો કે બાનુઓ તો બધાંજ ગાડી ખોટી કરે; પ્રદર્શનના સ્થાન સુધી વેલેસ્લી પણ અમારી સાથેજ ગાડીમાં આવ્યો: પછી મેં તેને ઇસારતથી ધમકાવીને તેના સોલીસીટરને ત્યાં વિદાય કર્યો: કચવાને દીલે તેમને લોર્ડ આલ્ફ્રેટન સાથે એકલી છોડીને ગયો તો ખરો; પણ કોણ જાણે ક્યાં?

"મી. વેલેસ્લીની તબીયત સારી નથી?" લોર્ડ આલ્ફ્રેટને મને પૂછ્યું.

"નહિજી, તબીયત સારી છે, તેમને પ્રદર્શન જોવું હતું, પણ સોલીસીટરને મળવાનું વધારે અગત્યનું હોવાથી તેમને જવું પડે છે તે માટે દિલગીર દેખાતા હતા." મેં જવાબ વાળી દીધો.

પણ લોર્ડ આલ્ક્રેટન હું ધારી શકું તે કરતાંય વધારે પહોંચેલ બુટ્ટી હતો. તેણે કહ્યું:

"હું ધારૂં છું કે વેલેસ્લીને મારો વિશ્વાસ નથી."

"એવી ધાસ્તી હોય તો તેની મૂર્ખાઇ કહેવાય" મેં કહ્યું.

"તેને ધાસ્તી રહેતી હશે કે તમે તેને છોડીને નાસી જાઓ."

"તમે એક સન્નારી સાથે કેવી રીતે બોલો છો! મારા લોર્ડ." મેં જરા ગુસ્સો બતાવી કહ્યું.

"જુવાન સ્ત્રીઓ વૃદ્ધ માણસો સાથેના નાસી જવાના દાખલા બન્યા છે." તેણે ઠંડે પેટે કહ્યું; હું કલ્પના કરી શકું છું કે એક વૃદ્ધ માણસ કોઇ જુવાન સ્ત્રીને હાથપર લેવા આમ બોલે; તું હમણાં સુખી નથી: પણ હું તને સંપૂર્ણ સુખ આપી શકું. હું તને જોઇએ તેટલું ધન આપી શકું: કારણ કે તને આકર્ષવા મારામાં જુવાનીનું જોમ નથી. તને મહેલાતોમાં રહેવા મળશે: સર્વ કંઇ સાહેબી મળશે: અને તારા ઉપર કોઇનો જરાય કાબુ રહેશે નહિ; ફક્ત એકજ શરત કે તારે મને એકલાનેજ વફાદાર રહેવું અને મારાં રક્ષણ હેઠળ રહી કોઇ બીજા સાથે સંબંધ બાંધવો નહિ."

હું સમજી ગઇ કે આ ઘરડો ધુવડ કલ્પનાને બહાને પોતા તરફની માગણીજ રજુ કરે છે અને ફેલીક્સ વેલેસ્લીથી કંટાળેલી

હોવાથી તેનાથી છુટા થવા આ લોર્ડ આલ્ક્રેટનનું રક્ષણ સ્વીકારવાનું મને મન થયું. મને વાંધો એટલોજ હતો કે આ ઘરડા ઘુવડને શરીર સમર્પણ કરતાં કેટલો કચવાટ અનુભવવો પડશે; પણ કંઇ ફિકર નહિ. હું બોલી:

"તમારૂં આ કલ્પિત વર્ણન સાંભળીને કોઇ જરૂર એમ ધારે કે તમો સાહેબે ઘણી જુવાન સ્ત્રીઓને આ રીતે સંબોધી હશે."

"મારા ભાષણને કલ્પિત અથવા સાચું માનવું એ તમારા અખત્યારની વાત છે."

પછી અમે ચિત્ર પ્રદર્શનમાં ગયાં: ઘણાં ચિત્રો જોયાં અને કેટલાક પસંદ કર્યાં. લોર્ડ આલ્ક્રેટને માર્મિક રીતે કહ્યું: "જે તરૂણી પેલા વૃદ્ધ પુરૂષની માગણીનો સ્વીકાર કરે તેના દીવાનખાનાને આ ચિત્રો શણગારે એમ હું ઇચ્છું છું તે સિવાય મારો તો તે ખરીદવાનો વિચાર નથી."

એક બાજુ આ ઘરડા ઘુવડની લલચ અને બીજી બાજુએ બીચારા ફેલીક્સ વેલેસ્લીનું મારા વગર શું થશે એ વિચાર, તેની વચ્ચે ઝોલાં ખાતી હું તે વૃદ્ધ લોર્ડ સાથે પ્રદર્શનના ઓરડામાં દાખલ થઇ, ત્યાં જોઉં છું તો મારી પોતાની છબી–કે જે છબી પાડનાર ચિત્રકાર ઓચિંતો મરી ગયો હતો. અને જેના સામાન અસબાબનું લીલાઉં થઇ ગયું હતું અને જેથી હું તે મેળવી શકી નહોતી. લોર્ડ આલ્ક્રેટીન તે છબી જોઇ છક થઇ ગયો: તે છબી ભણી જોતો જાય મારા ભણી જોતો જાય

અને સ્વગત બોલતો જાય કે કેટલું મળતાપણું ! તદ્દન એક સરખું આંખે આંખ, હોઠે હોઠ, બાલે બાલ, છાતીએ છાતી, ચહેરે ચહેરો, પછી મને સંબોધીને તેણે કહ્યું :

"માનો ન માનો, પણ આ છબી તમારી પોતાનીજ છે."

છબીપર કોની છબી તે નહોતું લખ્યું; પણ મરનાર ચિત્રકારનું નામ હતું; તે ઉપરથી લોર્ડ આલ્ફ્રેટનને મેં તે છબીને લગતી તવારીખ કહી. એટલામાં ત્યાં પ્રેક્ષકોનું ટોળું બન્યું; તેઓ પણ એક બાજુ છબી જુએ અને બીજી બાજુ મને જુએ; આથી હું શરમાઇ અને લોર્ડ આલ્ફ્રેટનને ખેંચીને બહાર લાવી ગાડી આગળ આવી ઉભી રહી. ગાડી મારી હતી અને લોર્ડ તે બીજે કેથે લઇ જવા મારી પરવાનગી માગી; મેં ખુશીથી હા પાડી; અને એક જગાએ અમે ગયાં; મને ગાડીમાં જ બેઠેલી રહેવા દઇ વૃદ્ધ લોર્ડ એક મકાનમાં જઇ દશેક મીનીટમાં પાછો આવ્યો અને મને કહેવા લાગ્યો:

"હમણાં જે શખ્સની માલેકીમાં તે છબી છે તે ખરીદી લેવા હું ભાગ્યશાળી નીવડયો છું; પણ તે છબીની જીવતી જાગતી અસલ વ્યક્તિને કોઇ પણ ખર્ચે હું હસ્તગત કરવા માગું છું. સ્પષ્ટ શબ્દમાં બોલું તો, વ્હાલી રોઝ, તું મારા રક્ષણ હેઠળ રહેશે ?"

"પણ વેલેસ્લીનું શું થશે ?" મેં કહ્યું.

"તેની ફીકર ન કર; હું જાણું છું કે તેની સ્કુલ બોય જેવી લાગણીઓથી તું તદ્દન કંટાળી ગઇ છે."

"અને મારે વિષે તમે બીજું શું જાણો છો ?"

"એટલુંજ કે સૌથી પહેલાં તું મી. આલવનલી સાથે રહી હતી;

પણ તેની ફિકર નહિ; જો તું ચાહતી હોય તો અત્યારથીજ સ્વતંત્ર થઇ શકે છે. વેલેસ્લીને ત્યાં જવાનું હમણાથીજ માંડી વાળ; અને હું એવા યુકિતસર જવાબ આપીશ કે તને હું ભગાડી ગયો છું એવો તેને ખ્યાલે ન આવે. દાખલા તરીકે ગાડીને થોડીક આગળ લઇ જઇ હું ઉતરી પડીને ચોકસ જગાએ જાઉં; તું ગાડીને તેથી જરા આગળ લઇ જઇ એકાદ મકાનમાં દાખલ થવાનો ડોળ કરી ત્યાંથી પાછલે દરવાજેથી નીકળી જઇ મને આવી મળ. ગાડીવાળો રાહ જોઇને એકલો જશે. વેલેસ્લીથી ગૃહસ્થ તરીકે મને દબાણ કરીને કંઇ પૂછાવાનું નથી અને પૂછે તો ઉપર પ્રમાણે જવાબ આપી છુટી જઇશ; મારી વાતની સાક્ષી તારો ગાડીવાળોજ આપશેને."

બહુ ડામાડોળ ચિન્તે વિચાર કરીને વેલેસ્લી માટેની અંતરની લાગણીઓને મારી નાંખીને અને તેની સાથેથી ભવિષ્યમાં જ્યારે ત્યારે ટંટો કરી નીકળવું પડશે એજ ખ્યાલથી મેં લોર્ડ આલ્ફ્રેટનની યુકિત કબુલ રાખી; તે પ્રમાણે ગાડીવાળાને ટાળ્યો અને લોર્ડ આલ્ફ્રેટનને હું નકી કરેલી જગાએ મળી; તે પછી તેણે મને પુષ્કળ જરઝવેરાત લઇ આપ્યું અને સારો જગા મેળવવા મને સાથે લઇને ડોસો કોઇ હાઉસ એજન્ટને ત્યાં ગયો. તે આગમચ એક ઝવેરીની દુકાનમાં બેસીને મેં વેલેસ્લી પર એક પત્ર લખી કાઢયો; તેમાં મેં શુભ લાગણી દર્શાવી હતી; આંસુઓથી પત્રને ભીંજવી નાંખ્યો હતો; વેલેસ્લીનું શુભ ભવિષ્ય ઇચ્છયું હતું અને મને શોધવાની જરાય તસ્દી લે નહિ તે ભાર મેલીને જણાવ્યું હતું; તેનો ત્યાગ કરવાનાં કારણ મેં નમ્રતાપૂર્વક જણાવ્યાં હતાં; પણ મારી સદ્ય સ્થિતિ વિષે જરાય ઇશારો કર્યો નહોતો.

# પ્રકરણ ૩૭ મું.

## બદમાસોના પંજામાં.

બીજે દિવસે બપોર પછી લોર્ડ આલફ્રેટન મને મળવા આવ્યા અને પહેલીવાર ભેટયા. મેં તેમને વેલેસ્લીની ખબર પુછી; તેનો જવાબ આપતાં તેમણે જણાવ્યું કે "હું રાતના છેક મોડો મારે બંગલો ગયો હતો; તે પહેલાં વેલેસ્લી તારી ખબર પૂછવા મારે ઘેર પાંચ છ આંટા ખાઇ ગયો હતો, એટલે જેવો હું ઘેર ગયો તેવો સીધોજ વેલેસ્લીને મળ્યો અને આપણે કરેલા સંકેત મુજબ તેને બનાવટી વાત કરી એટલે હું તને ઉપાડી ગયો છું એવો તેને જરાપણ વહેમ પડયો નહિ. તેં લખેલી ચિઠ્ઠી તેણે મને બતાવી અને મેં પણ તેને તેવીજ સલાહ આપી કે તેણે તારી શોધ કરવી નહિ; એટલે તે નિસાસા નાંખતો બેસી રહ્યો અને હું મારે કહેવું જોઇએ કે તેનો ત્યાગ કરવામાં તેં ડહાપણુજ કર્યું છે: તેની ઉદાસીનતા તો વખત જતાં ટળી જશે: પણ જો તું તેની સાથે વધુ વખત રહી હોત તેની ઘેલછા એટલી બધી વધી પડી હોત કે જેથી નતો તને સુખ મળત કે નતો તેને."

લોર્ડ આલફ્રેટને મને રસેલ સ્કવેરમાં સુંદર ઘર લઇ આપ્યું: ગાડી ઘોડા, નોકર ચાકર બધું રખાવી આપ્યું: પણ દરદાગીના અને રોકડ નાણું પણ પુષ્કળ આપ્યું પણ આડોશી પાડોશી સમજી ગયાં હતાં કે હું તેમની રખાત તરીકે રહી હતી એટલે મારી સાથે પરિચય કરવા કોઇ ફરકયું: કદાચ વેલેસ્લી કયે

અચાનક મળી જાય એ ધારતીથી એકાદ મહિનો તો ઘરની બહાર મેં પગજ કાઢયો નહિ: પણ લોર્ડ આલફ્રેટને એક દિવસ મને કહ્યું કે વેલેસ્લી તો બંગલો નોકર ચાકર વિગેરે કાઢી નાંખી યુરોપની મુસાફરીએ ચાલ્યો ગયો છે એટલે મારા જીવમાં જીવ આવ્યો અને હું બહાર ફરવા જવા લાગી. લોર્ડ આલફ્રેટન રોજ સાંજે કલાક બે કલાક આવી જતા, રાત તો કદાપિ રહેતાજ નહિ અને જાહેરમાં મારી સાથે ફરવા નીકળતા નહોતા વસંત રૂતુની શરૂઆતમાં એક દિવસ સાંજે હું ઘોડે બેસીને ફરવા ગઇ હતી: ત્યાં કેપટન સીડેનહૅમને પોતાના તેજ ઉમદા ઘોડા ઉપર બેઠેલો મળ્યો: મારી સાથે મારો ઘોડાવાળો નોકર પણ હતો: તે પોતાના ઘોડા પર પાછળ પાછળ આવતો હતો: હું અને કેપટન સીડેનહેમ ઘોડા બાજુ બાજુમાં રાખી આગળ વધ્યાં. વાતવાતમાં જણાયું કે મારી ગેરહાજરીમાં તે વેલેસ્લીને બંગલે મને મળવા ગયો હતો; પણ નોકરે મારે વિષે જે કહેવા જેવું હોય તે તેને કહી દીધેલું; એટલે હવે મને શું નામ દઇને બોલાવવી તે વિષે તે મનમાં મુંઝાતો દેખાયો; મેં તેને બેશરમ થઇને કહી દીધું કે હું હમણાં લોર્ડ આલફ્રેટનની રખાત તરીકે અમુક જગાએ રહેતી હતી. પાછાં વળતાં તેમને મારા બંગલા સુધી મુકી ગયો અને બીજે દિવસે બપોરે મળવા આવવાનું વચન આપતો ગયો.

અત્રે વાંચકને મારે જણાવી દેવું જોઇએ કે લોર્ડ આલ્ફ્રેટન સાંજના એક બે કલાક આવી જાય તે સિવાય મારી હાલત લગભગ

કેદી જેવીજ હતી; કોઇને મળવા હળવાનું નહિ, કે કોઇ સાથે વાતચીત નહિ. ઘોડે બેસીને સાંજ સવાર ફરવા જવાનું તે પણ એકલાંજ; ઘરમાં નોકર ચાકર ખરા તેની સાથે શું વાત કરવી? એટલે મને એકાંતવાસ બહુ ખુંચ્યો.. તેથી કેપટન સીડેનહેમના પરિચયને મેં જાણ્યે અજાણ્યે વધાર્યો; પણ તે વિષે લોર્ડ આલ્ફ્રેટનને મેં કંઇ ઇસારો સુધ્ધાં કર્યો નહિ; આ પ્રમાણે બીજો એકાદ મહિનો નીકળી ગયો; જે દરમ્યાન કેપટન મને દશબાર વખત મળવા આવ્યો હશે; તેની સાથેની મુલાકાત અને વાતચીત બધું નોકર ચાકરોની હાજરીમાં થતું હતું; મને ધાસ્તી રાખવાનું કંઇ પણ કારણ નહોતું; તો પણ મેં લોર્ડ આલ્ફ્રેટનને કેપટન સીડનહેમના અવરજવર માટે એક શબ્દ પણ કહ્યો નહિ.

એક દિવસે લોર્ડ આલ્ફ્રેટને ચિઠ્ઠી મોકલી ને જણાવ્યું કે તેઓ સખ્ત બીમારીથી પટકાઇ પડયા હતા અને એકાદ અઠવાડીયું ઘર બહાર નીકળાશે નહિ; છતાં તે વિષે મને જરાપણ ચિંતા નહિ કરવાની શીખામણ આપી હતી. તે દિવસે હું ફરવા ગઇ નહિ; પણ બીજે દિવસે ઘરમાં નહિ ગોઠવાથી હું ગઇ. બાગમાં કેપટન સીડેનહેમ મળ્યો અને અમે વાતે વળગ્યાં અને વરસાદનું ઝાપટું તુટી પડયું; અમે તદ્દન ભીંજાઇ ગયાં અને ભીંજાતાં કપડે બંગલા તરફ પાછાં વળ્યાં; કેપટન સીડેનહેમ પણ અમારી સાથે આવ્યો; આ વખતે વરસાદ બંધ પડવાને બદલે મુશળધાર વરસવા લાગ્યો; એટલે કેપટનને હું ઘરમાંજ તેડી ગઇ; તેના ઘોડાને તબેલામાં મોકલાવ્યો અને ઉપર જઇ સગડી સળગાવી મંગાવી અમે તાપવા બેઠાં; મેં

મારાં કપડાં બદલ્યાં; કેપટનના કપડાં તાપે સુકાવા મેલ્યાં અને ગપ્પાં મારતાં બેઠાં; એટલે વાળુનો વખત થયો; કેપટનને પણ મેં મારી સાથેજ જમાડયો; પછી ટાઢ ઉડાડવા મેં શેમ્પેનના એક બે ગલાસ ગટગટાવ્યા; કેપટને પણ શેમ્પેન પીધો; એટલે તેને વાચા છુટી અને વાત કરવામાં તે ગુલ્તાન થઇ ગયો; કેપટન બહુ ફાંકડો જુવાન હતો તે તો હું આગળ કહી ગઇ છું; હમણાં તેની જુવાની મને વધારે મોહક લાગી; કારણ કે બે ત્રણ મહિનાથી હું વૃદ્ધ વાંદરાને પનારે પડી હતી. વાત કરતાં કરતાં કેપટનની માંજરી આંખો મારા તરફ સ્થિર થઇ જવા લાગી; તેનો અવાજ સહેજ ધીમો અને કંપિત થવા લાગ્યો, નોકર ચાકર સૌ સૌની જગ્યાએ હતાં, દિવાનખાનામાં અમે બે એક હતાં; શેન્પેનના ગ્લાસ ઉપર ગ્લાસ ભરાતા હતાં અને અવારનવાર અમારાં ગળામાં ઠલવાતાં હતાં, તે રાત્રે મેં શેન્પેન પીવામાં ખરેખર હદ કુદાવી હતી, બંગલાની બહાર વરસાદની ઝડી પડતી હતી. મારૂં મગજ ઘેનથી ઘેરાઇ ગયું હતું, શરીરમાં મદનની મસ્તી જાગી હતી, ત્રણે કાળનું ભાન હું ભૂલી ગઇ હતી, ફકત તાત્કાળિક વિલાસનાજ વિચાર હતા. વાતવાતમાં સીડેનહેમ પોતાની ખુરશી મારી ખુરશીની પાસે ને પાસે લાવતો હતો, અમારી વચ્ચેનું શારરિક અંતર ઓછું થવા માંડયું હતું, છેવટે તેણે મારો હાથ કોમળતાથી પકડયો અને પોતાના હાથમાં રહેવા દીધો, મારી આંખ સાથે પોતાની આંખ મેળવી, વાતચિત બંધ પડી, વળી જરાક નજીક આવી પોતાનો હાથ તેણે મારી કમરની આસપાસ વીંટાળ્યા, મારૂં મસ્તક તેના સ્કંધપ્રષ્ટ પર નમી

પડયું, તેના હોઠ મારા હોઠ સાથે મળયા, પછી તો-કેપ્ટન છેક બીજે દિવસે સવારે નાસ્તો બાસ્તો કરીનેજ ગયો તો.

હવે મને યાદ આપે છે કે પ્રેમની કે કોઇ પણ જાતની લાગણી વગર કેવળ ઇન્દ્રિયોની ઉત્તેજનાને આધીન થઇ જાણીબુઝીને મારા ઇશ્કથી મેં વ્યભિચાર કર્યો હોય તો તે આ પહેલ વહેલોજ પ્રસંગ હતો, મન એક બાજુ ખુશ થતું હતું કે જખ મારે છે જગત અને લોર્ડ આલફ્રેટન પણ સાથે બીજી બાજુ અંતઃકરણ ડંખતું હતું કે હવે તું ખરેખરી કઠોર વેશ્યા બની.

બીજા ત્રણ ચાર મહીના એવી રીતે વીતી ગયા; કેપટન સીડેનહેમ હંમેશાં દિવસે આવતો તેની સાથે હું યથેચ્છ ભોગવિલાસ કરતી; લોર્ડ આલ્ફ્રેન્ટને અને તેનો કદી ભેટો થવા પામતો નહિ; નોકર ચાકરો તરફથી મને નચિંતાઇ હતી; કેમજે તેઓને હું ભેટ સોગાદ આપી રાજી રાખતી; અને સાંજનાં ઘડી બે ઘડી ઘરડા બુવડને બેવકુફ બનાવવામાં આંતરિક રીતે હું ગમ્મત મેળવતી.

એક દિવસે હું બજારમાં ફરવા ગઇ ત્યાં એક નિર્જન ખુણામાં હોરેસ રોકીંગહેમ મને ઓચિંતો મળ્યો; તેની હાલત વધારે ભીખારચોટ અને ચીંથરેહાલ દેખાઇ; મેં મોં ફેરવી ચાલવા માંડયું; પણ તે મારી આગળ આવીને ઉભો અને શયતાનની માફક દાંત કચકચાવી અને લાલ ડોળા કાઢી સર્પની પેઠે સસકારા મારતો બોલ્યો:

રોઝ, તું ધારે છે કે હું તને એમને એમ જવા દઇશ ? અમારો સર્વનાશ કરનારી જોગણી ! તેંજ અમને ખપ્પરમાં લીધા !

લેડી લુસીઆ કેલ્થ્રોપ સાથે મારા લગ્ન અટકાવનાર કોણ? સેમોરને મારા પિતાને નાણાં ધીરતો અટકાવનાર કોણ? અને છતાં મારી હાલતની મશ્કરી કરતી ચાલી જાય છે? તારૂં મોઢું આ નખથી એવું વતરડી કાઢીશ કે રૂપ અને સૌન્દર્યનું ગુમાન કરતી જ ભૂલી જશે જો! અને તારો ભાઇ; પેલો ચીનનો સાહુકાર સીરીલ; તેને વિષે વર્તમાનપત્રોમાં મેં બધી હકીકત વાંચી છે."

"વારૂ, મારો હાથ છોડશે? જવાબ દે છે કે પોલીસને બોલાવું?" મેં દમ ભીડાવ્યો.

"મને દોઢીઆં જોઇએ છે; પોલીશને બોલાવવાની તારી હિંમત નથી." "મારી પાસે પૈસાની કોથળી નથી; બોલ, તું કહે તે જગ્યાએ કાલે પહોંચાડું." કેપટન સીડેનહેમનો આવવાનો વખત થયો હતો અને જો તે કદાચ આ રસ્તેથી પસાર થાય અને મને આવી હાલતમાં જુએ તો કેટલું ખરાબ, એ ધાસ્તીથી મેં તેને ટાળવા માંડ્યો.

"મને વળી જગા કેવી અને ઘર કેવું? ચાલ હું તારી પાછળ પાછળ તારે ઘેર આવું છું; ત્યાં મને મુઠ્ઠો ભરી સોનામહોર આપી દેજે કે વિદાય થાઉં."

મુઠ્ઠો ભરીને સોનામહોર? ખાંડ ખા, ખાંડ. હમણાં મારી પાસે કોથળી હોત તોય એકાદ બે ગીનીથી વધારે તું પામતે નહિ અને મેર કંઇ ધનના ચરૂ દાટેલા નથી."

"વારૂ, જે બને તે આપજે."

તે નરમ પડયો અને મારી પાછળ પાછળ આવવા લાગ્યો; મેં તેને એક બે મહોલ્લા પાછળ ઉભો રાખ્યો અને મારી પાછળ જોવાની મનાઇ કરી; ઘેર જઇ મેં લીડીઆ નામની મારી દાસી સાથે બે ગીની તેને નામ નિશાન આપીને મોકલાવી તે તેને આપી આવી બીજે દિવસે બપોરે પોતાનાં કોઇ સગાંને મળવા લીડીઆ મારી પાસે રજા માગીને ગઇ પણ બે ત્રણ કલાકમાં તે ગભરાયેલી અને ઉશ્કેરાયેલી આવી અને મને કહેવા લાગી:

"બાઇ સાહેબ બધું પોગલ ફુટયું છે અને કેપટન સીડેનહેમ તથા લોર્ડ આલફ્રેટન વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થવાનું"

આ સાંભળી હું ફીકી પડી ગઇ. મેં પૂછયું:

"પણ કેપટન છે કયાં?"

"તેમનું ઠેકાણું મેં નજરે જોયું છે; પણ મોઢે માલમ નથી."

'તો ચાલ, મને ત્યાં તેડી જા."

ઉતાવળી ઉતાવળી હું પહેરેલે કપડે તેની સાથે નીકળી પડી અને આગળ પાછળ કે આજુ બાજુ જોયા વગર આંધળી પેઠે તેની પાછળજ ચાલ્યા કીધું. તેની સાથે એક ઘરમાં હું દાખલ થઇ; પાછળથી દરવાજો બંધ થયો; લીડીઆ ડાકણની પેઠે હસી; બે ચાર યંત્રી જેવી વેશ્યાઓ મારી આસપાસ ફરી વળી; બધીએ મળીને મને એક ઓરડામાં લઇ ગઇ જ્યાં જોઉં છું તો શયતાનનો સાથી હોરેસ રેકીંગહેમ બેઠેલો. મેં મારી દાસીને કહ્યું:

"લીડીઆ; આવી દગલબાજી કરવાનું તને કંઇ કારણ? મને લાગે છે કે આ બદમાશ સાથે તને અગાઉનું કંઇ ઓળખાણ હશે."

"આ કંઇ તારા બાપનું ઘર નથી; જરા મોં સંભાળીને બોલ; લીડીઆને શું પૂછે છે? અલબત્ત, તેને અને મને બાવા આદમના વખતનું ઓળખાણ છે. ત્રણ ચાર વરસ ઉપર લીડીઆએ મને એક બેટાનો બાપ થવા ભાગ્યશાળી બનાવ્યો હતો." હોરેસ બોલ્યો.

"ચાલ, હવે, આવી નાપાક જગ્યાએથી મને જવા દે છે કે નહિ?" મેં બારીઆ ભણી નજર નાંખતાં કહ્યું.

"આવી જગ્યાએ આજે તું કંઇ પહેલ વહેલી આવી નથી." હોરેસે ટાણો માર્યો.

"મને છોડ, નહિ તો બુમબરાડા પાડી હું લોકોને એકઠા કરીશ."

"તો તારૂં મોઢું બંધ કરવા આ ડંડુકો તૈયાર છે."

"ત્યારે તું કહેવા શું માગે છે?"

"કંઇ નહિ; આ કાગળ અને ખડીઓ કલમ તૈયાર છે; લોર્ડ આલફ્રેડનને ચિઠ્ઠિ લખ કે તારા ઉપર માગતારાનું દબાણ છે માટે તાકીદે ૫૦૦ ગીની મોકલી આપે. ચિઠ્ઠિ લઇને લીડીઆ જશે અને નાણાં લઇ સીધી અહિં આવશે એટલે પછી તું અહિંથી છુટી."

"હું એવી છેતરપીંડી કરવા માગતી નથી."

"બીચારાને આજે ૪-૫ મહિનાથી છેતરે છે તે કરતાં આ છેતરપીંડી વધારે ગંભીર નથી."

હોરેસે કેપટન સીડેનહેમ સાથેના મારા સંબંધ વિષે ટસ.રો કર્યો એટલે પેલી કુબજાઓ ખડખડ હસી પડી મેં કહ્યું:

"અને પછી શું લીડીઆને મારી નોકરીમાં કાયમ રાખવાની કે?"

"અરે, હું તો ઘરબાર માંડીને બેશીશ. તારી નોકરીની પરવા કોને છે?" લીડીઆએ મગમાંથી પગ કાઢયા.

"રોકીંગહેમ જેવા માટી સાથે, કેમ" મેં ટાણો માર્યો.

મેં ચિઠ્ઠી લખવા ધસીને ના પાડી અને સ્ત્રી ચરિત્ર કરી બધાંને ઓશિયાળાં પાડવા પોક મુકીને રડી પડી. હોરેસે કહ્યું:

"આ નામચીન લતામાં ઘણાં બહાદુર ભાયડાઓ પોતાની બાયડીઓને રોજ પોંકપાપડી જમાડે છે અને રોજ રડાકુટા અને અવાજ થાય છે; માટે કોઇ વહારે ધાય એવી આશા રાખતી નહિ; વળી તારા લોર્ડ આલફ્રેટન માણીગર જેવાનો તારે મહોલે પધારવાનો પણ સમય થાય છે; માટે વખત ના બગાડ."

"ચિઠ્ઠી નહિજ લખી આપું; થાય તે કરીલો." મેં હઠ પકડી.

"તો હમણાંજ લીડીઆ કેપટન સીડેનહેમને અહિં બોલાવી લાવી આ બધાંની સાક્ષી લઇ સાબિત કરશે કે તું કેવી સતી છે."

"તો પણ હું ચિઠ્ઠી નહિ આપુ; જોઇએ તો લીડીઆ મારી આ કુંચી લઇને જાય અને મારા દાગીના લઇ આવે; પછી કાલે હું રોકડ રકમ મોકલીને દાગીના પાછા મંગાવી લઇશ." મેં ઉપાય સુચવ્યો.

અમે એવા બેવકુફ નથી. તું લીડીઆ પર ચોરીનો આરોપ લી તેને પકડાવે તો?"

"અને ચિઠ્ઠી લખી આપ્યા પછી નહિ પકડાવાય કે?"

"તો અમે તને પણ સાથે સંડોવીએ કે લોર્ડ આલક્રેટનને લુંટવાનાં કાવત્રાંમાં તું અમારી સાથે જોડાઇ હતી."

આ વખતે ઘડીઆળમાં જોયું તો (સાંજના) ચાર વાગ્યા હતા એટલે હું વધુ મક્કમ થઇ. મેં કહ્યું:

તમે લોકો જે અહિત કરવા ધમકી આપતા હતા તે અડધું તો થઇ ગયુંજ છે; હવે હું કંઇજ આપવા માગતી નથી; જોઇએ તો ખુન કરો; કેદ રાખો કે ગમે તે કરો."

તેઓએ માંહોમાંહે મસલેહત કરી; પછી મારી સાથે રકઝક કરી કરી અને આખરે ૧૦૦ પૌંડની ચિઠ્ઠી લખી આપવાનુ ઠર્યું; મેં તે લખી આપી પણ લોર્ડ આલક્રેટનને ભાર મેલીને લખી જણાવ્યું હતું કે હંમેશાં તમે જેમ હું એક ગણું માગું ને બે ત્રણ ગણું આપો છો તેમ આજે કરશોજ નહિ.

ચિઠ્ઠી લઇને લીડીઆ ગઇ એટલે કંઇ મારો છુટકારો થયો નહિ. તે નાણાં લઇને આવે નહિ ત્યાં સુધી હોરેસ મને ખસવા દે તેમ નહોતું; એટલે લીડીઆની રાહ અમે જોવા લાગ્યાં; લોર્ડ આલક્રેટન પાસે જઇને નાણાં લઇ આવવાનુ કામ ફક્ત અડધા પોણા કલાકનું હતું; પણ ત્રણ ચાર કલાક થઇ ગયા તોય લીડીઆ દેખાઇ નહિ હોરેસે મને પૂછ્યું:

"લોર્ડ આલક્રેટન તારી ચિઠ્ઠીને માન આપે તેવા તો છે ને?"

"જરૂર, અને ચિઠ્ઠીમાં ૧૦૦ પૌંડ લખ્યા છે તો પણ કદાચ ૨૦૦–૩૦૦ પૌંડ આપશે."

"ત્યારે તો મને શક પડે છે કે લીડીઆ પોતેજ આખી રકમ લઇને મને પણ બનાવીને પોલ થઇ ગઇ હોય."

"તે સાથે મને કંઇ સ્નાન સુતક નથી."

હોરેસ રોકીંગહેમ ખીજવાઇને લીડીઆની શોધમાં બહાર નીકળી પડયો; મને તે ઓરડીમાં પૂરી રાખી બહારથી તાળું મારી ગયો હતો. રાત પડી ગઇ હતી; મારી હેબકનો પાર નહોતો. આજુબાજુના ઓરડાઓમાં વેશ્યાઓનો ધંધો શરૂ થઇ ગયો હતો; સંતાપથી અતીશય ગભરાઇ અને ઉશ્કેરાઇને મેં ઓરડાની એક બારીએથી ૭-૮ ફીટની ઉંચાઇએથી રસ્તાપર ભુસ્કો માર્યો; પણ સારે નસીબે તે જગાએથી પસાર થયેલા એક ગૃહસ્થના હાથમાં હું ઝીલાઇ ગઇ. એ ગૃહસ્થ બીજો કોઇ નહિ પણ મી. ફેલીકસ વેલેસ્લીજ હતો.

હું જરા સ્વસ્થ થઇ એટલે વેલેસ્લીનો પહેલો સવાલ આજ હતો: "રોઝ, તું મારો ત્યાગ શી રીતે કરી શકી?"

મેં તેને ભૂતકાળની વાત નહિ કાઢવા આજીજી કરી; તેણે મને પોતાની સાથે તેડી જવા ખુબ આગ્રહ કર્યો, પણ હું પીગળીજ નહિ; છેવટે મને ગાડી કરી આપી ઉદાસીન મોંઢે તે ચાલ્યો ગયો; આ પ્રસંગે વેલેસ્લીએ જે ધૈર્ય ઔદાર્ય અને ભલમનસાઇ દાખવ્યાં તે કદીય નહિ વિસરાય તેવાં હતાં.

મારે બંગલે જઇને તપાસ કરતાં જણાયું કે લીડીઆ ત્યાં ગઇજ નહોતી; કેપટન સીડેનહેમ બેએક કલાક મારી રાહ જોઇ જોઇને જતો રહ્યો

હતો. લોર્ડ આલફ્રેટન એક વાર આવી ગયા હતા અને મારા ગયા પછી થોડી વારે પાછા આવ્યા.

"તમને લીડીઆ મળવા આવી હતી?" મેં પૂછ્યું.

હા; તે તો છેક પાંચ સાડાપાંચ વાગે; વારૂં તેનું છે શું?"

"અને તમે તેને કેટલું નાણું આપેલું?"

"રોઝા, ડીયર, માફ કરજે; તેં તો ૧૦૦ લખેલા પણ મેં ૩૦૦ આપ્યા હતા."

"ત્યારે તમે અને હું બેઉ સારી રીતે લુંટાયા!"

"પણ વાત તો કહે." લોર્ડ આલફ્રેટને ચમકીને પૂછ્યું.

"આજે બપોરની બે વાગેની મને એક ખરાબ જગાએ કેદ કરવામાં આવી હતી; ત્યાં એ રાંડે તેના મળતીઆઓ સાથે બળજબરીથી મારી પાસે ચિઠ્ઠી લખાવી લીધી..."

"અને તું તેવી જગાએ ગઇ શા માટે?"

"એ રાંડ લીડીઆ પોતાનાં કોઇ સગાંપર બીમારી અને કંગાલીયત વિગેરે આફત આવી પડી છે એમ મને સમજાવીને, મારી આગળ રડીને, પછી મને તેવી ખરાબ જગાએ લઇ ગઇ અને અનેક પ્રકારની ધમકીઓ આપી; બદમાશોએ તમારે માટે પણ કહ્યું હતું કે તેઓ તમારાં બેન અને દીકરીઓને નનામાં કાગળો લખીને તમને હેરાન કરાવશે; મને કાઢી મુકાવશે. વિગેરે વિગેરે..."

"ખરેખર, તું સોનેરી ટોળીનાં માણસોનાં કાવત્રાંનોજ ભોગ થઇ પડી. તારાં પ્રત્યે મારી દીલસોજી છે. મારા ૩૦૦ પૌંડ માટે જરાય ખેદ થતો નથી." કહી તેમણે મને છાતી સરસી ચાંપી.

# પ્રકરણ ૩૮ મું.

## કેપટન સીડેનહેમનું ખુન.

બીજે દિવસે બપોર પછી બે વાગે કેપટન સીડેનહેમ મને મળવા આવ્યો; તેને આગલા દિવસની મારી ગેરહાજરી માટે મેં તર્કટી જવાબ આપ્યો કે લોર્ડ આલફ્રેટન સાથે મારે એક જગાએ અણધાર્યું જવું પડયું હતું અને તમે મારી રાહ ન જુઓ તે માટે તમારે સારૂ હું એક ચિઠ્ઠી મૂકી ગઇ હતી; પણ તમને તે આપવાનું નોકર ભૂલી ગયો હતો.

કેપટનને મારા જવાબથી સંતોષ મળ્યો અને થોડીવાર બેસીને તે ચાલ્યો ગયો; તેના ગયા પછી મને હોરેસ રેકિંગહામ તરફથી ચિઠ્ઠી મળી તેમાં જણાવવામાં આવ્યું હતું કે લીડીઆ તેને બનાવીને બારોબાર નહાસી ગઇ હતી અને તેની ભીખારચોટ હાલતમાં કશો સુધારો થઇ શકયો નહિ; માટે મારે મહેરબાની કરીને તથા તેની વિજ્ઞપ્તિ પ્રમાણે ગઇ ગુજરી ભૂલી જઇને તેને બને તેવી મદદ કરવી.

કદાચ હું મેજીસ્ટ્રેટ પાસે ફરિયાદ કરવા જાઉં એની બીકથી અને પકડાઇથી હોરેસે આ ચિઠ્ઠી બહુ દયાજનક શબ્દોમાં અને ધમકીનો એક પણ શબ્દ વાપર્યા વગર લખી હતી. હોરેસની બદમાશીનો મને પૂરેપૂરો ખ્યાલ હતો તેથી લોર્ડ આલફ્રેટનને નનામો કાગળ લખીને કેપ્ટન સીડેનહેમ સાથેના મારા સંબંધનું પોગળ ફોડતા થોડો વખત તેને અટકાવવા સારૂ ચિઠ્ઠીમાં લખેલા

સંકેત પ્રમાણે મેં તેના ઉપર દશેક પૌંડ મોકલ્યા; અને મનોમન વિચાર કીધો કે કેપટન સાથેનો સંબંધ હવે તોડી નાંખવો કે જેથી લોર્ડ આલક્રેટન તરફથી કોઇ વાર આરોપ મેલવામાં આવે તોય નામુકર જવાય. કેપટનની આર્થિક સ્થિતિ એવી સધ્ધર નહોતી કે મને રાજવૈભવમાં રાખી શકે; અને ગરીબાઇ કે કરકસરથી મારાથી જીંદગી ગુજરે તેમ નહોતું.

બીજે દિવસે કેપટન રોજને વખતે આવ્યો; તેના આવ્યા અગાઉ હું ચિંતાતુર મોઢું કરીને બેઠી હતી. તેણે મારી ખબર પૂછી; મેં તેને બનાવટી જવાબ આપ્યો:

"વહાલા; હું જણાવવાને દિલગીર છું કે આજથી આપણો સંબંધ બંધ કરવો પડશે; ગઇ રાત્રે લોર્ડ આલક્રેટન આપણા સંબંધ વિષે મર્મમાં કંઇ બોલ્યા હતા એટલે તેમને પાકો વહેમ પડયો છે એમ મને લાગે છે."

"તો આપણે ભવિષ્યમાં સાવચેત રહીશું." તેણે કહ્યું.

"નહિ; આપણે તદ્દનજ સંબંધ તોડી નાંખવો જોઇએ. રસ્તે મળીએ મુકીએ તો એક બીજાને લટકતી સલામ કરીશું."

"પણ મારાથી તારા વિયોગે જરા પણ રહેવાય તેમ નથી—"

"ત્યારે મારેય શું કરવું? લોર્ડ આલક્રેટન વહેમાયા છે ત્યાં."

"તું રોજ રાતના મારે ઘેર છાનીમાની નીકળી આવ."

"નહિ. કેપટન, મારાથી તેમ બને તેમ નથી અને તમારી

સ્થિતિ સારી નહિ હોવાથી લોર્ડ આલક્રેટનને છોડીને હું તમારે માથે પડવા માગતી નથી."

"હું તારી પાછળ એટલો બધો ઘેલો થયો છું કે છુટાં પડવાની એક પણ દરખાસ્ત મારે ગળે ઉતરતી નથી; છતાં તારી સ્થિતિનો વિચાર કરીને તું કહે તેમ કરવા હું તૈયાર છું પણ તારે એક મહેરબાની અવશ્ય કરવી પડશે..."

"વારૂ, મારાથી બનશે તો જરૂર કરીશ."

"તે એજ કે જે દિવસે તેને અગાઉથી ખબર પડે કે લોર્ડ આલક્રેટન આવવાના નથી ત્યારે તારે મને બોલાવવો અને એક સંપૂર્ણ રાત, કદાચ છેલ્લી રાત, આપણે ઇશ્કમાં ગુજારવી."

આ માગણી તેણે એવા કરગરતા સાદે કરી કે મારાથી ના પાડી શકાઇ નહિ. મે કહ્યું :

"વારૂ, આજે રાત્રેજ લોર્ડ આલક્રેટન આવવાના નથી, એટલે તમો કહો છો તેમ આપણે આજનીજ છેલ્લી રાત મોજ કરી લઇએ; પણ સવારે નાસ્તો કરીને જરૂર ચાલ્યા જજો અને મારી માનસિક નબળાઇનો જરાપણ ગેરલાભ લેશો નહિ."

સાંજે અમે ભાવતી રસોઇ કરાવીને સાથે જમ્યાં અને મારા શયનાગારમાં શેમ્પેનની બાટલીઓ લઇને બેઠા; અને મન મૂકીને શેમ્પેન પીધો અને એક બીજાને પાયો; પી પીને અમે પાગલ બન્યાં; અને જગત હૃય કોન ? એમ માનવાની સર્વોપરી (!) સ્થિતિમાં આવી ગયાં. રાતના દશ વાગ્યા એટલે નોકરચાકરોને વિદાય કર્યા; કેપ્ટને

શયનાગારનું બારણું બંધ કર્યું; બે હાથે મને બાથમાં લીધી અને મીણ-બત્તી. ને ફુંક મારી...થોડી મીનીટ નહિ વીતી હોય એટલામાં મેડાપર મને કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો; કુદરતીજ હું ચેતી ગઈ કે તે પગરવ લોર્ડ આલ્ફ્રેટનનો જ હતો; તેણે આવીને બારણું ઠોકયું: "ડીયર રોઝ, ઉઘાડતો, એ તો હું છું."

હું અને કેપટન એકે પલંગપરથી સફાળા ઉઠયાં; મને તો એકાદ સિવાય વધારે કપડાં પહેરવાની જરૂર જ નહોતી; કેપટન પોતાનાં કપડાં અને બુટ લઇને ઝટ બાજુના ઓરડામાં ચાલ્યો ગયો અને તેની અંદર એક બીજો ઓરડો હતો તેમાં થઇને દાદર ઉતરીને તે સીધો ચાલ્યો જશે એમ મેં ધાર્યું. મેં પહેલાં બારણું ઉઘાડયું; લોર્ડ આલફ્રેટનને દાખલ કીધા અને પછી મીણબત્તી સળગાવવા લાગી. લોર્ડ સાહેબે કહ્યું:

"કેમ હું અણધાર્યો આવ્યો તેથી તને કંઇ તસ્દી તો નથી પડીને? હું એક જગાએ જમવા ગયો હતો; ત્યાંથી વિચાર થયો કે ચાલ તારી પાસે આંટો મારી આવું."

"મોટી મહેરબાની કરી; મારે તો તમારી સેવામાં ગમે ત્યારે હાજર રહેવુંજ જોઇએને; તેમાં તસ્દી શાની?"

"આજે તું કંઇ વહેલી વહેલી સૂઇ ગઇ?"

"નહિ, જી, હું રોજ્જ વહેલી સૂઇ જાઉં છું અને વહેલી ઉઠું છું, સોડા, લેમન, કંઇ મંગાવું?"

"ના મારે કંઇ નહિ જોઇએ; ખરી વાત એ છે કે અત્યારે આવીને હું તારા આરામમાં ખલેલ કરવા માગતો નહોતો; પણ તારાં ઘરની આસપાસ મેં બેચાર મવાલીઓને ફરતા દીઠા એટલે તને સહેજ ચેતવણી આપવાજ આવ્યો હતો કે સાવધ રહેજે."

"ઘણો ઉપકાર થયો, સાહેબ."

"નીચે તો હું નોકરચાકરોને ચેતતા રહેવાનું કહી આવ્યો છું: પણ તારા મેડાપર તો કોઇ ભરાઇ ગયું નથીને તે જોઇ લઇએ."

"નારે, ના, સાહેબ; બીજે મજલે શું કોઇ ઉડીને આવવાનુ હતું ?"

"મવાલીઓના પરાક્રમ તું નથી જાણતી." કહી બત્તી લઇને લોર્ડ સાહેબ તપાસ કરવા લાગ્યા; તેણે બત્તી લઇને પહેલાં પલંગ નીચે જોયુ; પછી બાજુના ઓરડામાં જોયું, બધાં બારી બારણાં જોયાં, તે ઓરડાની અંદરનો બીજો ઓરડો અંદરથી બંધ હતો, તેની કુંચી તેણે મારી પાસે માંગી, પણ તે મને જડી નહિ, લોર્ડ સાહેબે તેની ઝાઝી ખણખોદ કરી નહિ, પણ બીજી કોઇ કુંચી વડે પેલા અંદરના ઓરડાનું બારણું અમારી બાજુના બહારથી પણ બંધ કર્યું અને શયનાગારમાં આવ્યા. આખીરાત ગુજારી સવારે નાસ્તો લઇ તે વિદાય થયા.

ત્યાર પછી કેપટન સીડેનહેમ તરફથી કંઇ કાગળપત્ર કે ચિઠ્ઠી મળવાની આશામાં હું વારેઘડીએ બારીએ ઉભી રહી રાહ જોવા લાગી પણ કોઇ ટપાલી મારૂં બારણું ઠોકતો નહોતો. નોકર ચાકરોમાંથી મારો વિશ્વાસ ઉઠી ગયો હતો એટલે કેપટન ઉપર ન તો મેં

કાગળ લખ્યો કે ન તો તેને મળવા તેને ઘેર જવાનું મેં ઉચિત ધાર્યું. સાંજના લોર્ડ આલફ્રેટનની ચિઠ્ઠી આવી તેમાં તેમણે લખ્યું હતું કે તેમને શરદી થઇ હતી એટલે બેચાર દિવસ તે મારી પાસે આવી શકશે નહિ. તે રાત મેં અણધારી અમંગળ શંકાઓ અને તર્કકુતર્કોમાં વીતાડી. બીજે દિવસ અને બીજી રાત પણ અકારણ લાગતી દિલગીરીમાં પસાર થયાં, અને કેપટન તરફથી કંઇ ખબર આવી નહિ. ત્રીજે દિવસે મેં મારી દરજણ ઉપર મારા નોકર સાથે બંધ પરબીડીઆમાં ચિઠ્ઠી મોકલીને તેને જણાવ્યું કે પરબીડીઆંની અંદર બીજું પરબીડીયું બીડેલું છે તે તેની ઉપર કરેલાં સરનામે તે પહોંચાડશે તો તેનો યોગ્ય બદલો તેને જરૂર આપવામાં આવશે. તે ચિઠ્ઠી લઇ નોકર બહાર ગયો કે ન ગયો તે હું જાણી શકું નહિ તે પહેલાં લોર્ડ આલફ્રેટન ઓચિંતા આવી ચઢયા. તેનું ચઢેલું મોઢું જોઇ કંઇ નવાજુની થશે એમ હું ચેતી ગઇ અને ઠેઠ સુધી નફટાઇથી સતીપણું બતાવવાનો મેં નિશ્ચય કર્યો. લોર્ડ સાહેબ દિવાનખાનાંમાં આવી મારી પાસે બેઠા અને જરાપણ ઉશ્કેરાયા વગર પેટમાંનું પાણી પણ નહિ હાલે તેમ બોલવા લાગ્યા;

"રોઝ, તું મને વફાદાર રહી નથી."

"તેના કંઇ પૂરાવા આપશો?" મેં જરા ગુસ્સો કર્યો.

"જોઇએ તેટલા, ચોથે દિવસે મને કોઇ હોરેસ રોકિંગહામ તરફથી કાગળ મળ્યો હતો, તેણે મને ચોકસ વિગતો લખી જણાવી હતી અને તેં તારે પોતાને હાથે તેનાપર ચિઠ્ઠી લખી હતી અને દશ પૌંડ મોકલ્યા હતા."

"તે મારો આગલો ઓળખીતો હતો અને તેને મેં મદદ કરી, તેથી શું હું તેની માશુક થઇ ગઇ?"

"તે કયાં કહે છે કે તું તેની માશુક થઇ ગઇ છે; પણ તું કેપ્ટન સીડનહેમ ઉપર મોહી પડી હતી..."

"વારૂ, પછી?"

"તે દિવસે મેં તારા ઉપર દેખરેખ રાખવા છુપા જાસુસ ગોઠવ્યો; તેણે જોયું કે કેપ્ટન તારી પાસે આવ્યો, કલાકો સુધી બેઠો, અને તારા શયનાગારની બત્તી બંધ થઇ ત્યાં સુધી તો તે ઘરમાંથી નીકળ્યો નહોતો."

"હં, અને પછી તરત તો તમે પોતે આવ્યા હતા, ત્યારે હતું "કોઇ મારી સાથે?" મેં કટાક્ષ કરી પૂછ્યું.

"તારો આશક તારી સાથે હતો, પણ હું આવ્યો એટલે તેને બાજુના ઓરડામાં ભરાઇ રહેવું પડયું."

" બત્તી લઇને તે ઓરડો તમે નહોતા જોઇ આવ્યા? હતું ત્યાં કોઇ?"

"હવે સતી થવાનું રહેવા દે. પાછલો દરવાજો અને બાજુના ઓરડાની અંદરના ઓરડાની નીચેની દાદર બારી મેં બંધ કરાવી હતી એટલે કોઇ દીકરો ત્યાંથી છટકી શકે તેમ હતું જ નહિ."

"તો પણ તમારો 'કેસ' પૂરવાર થતો નથી." મેં મારી દહેશતને મનમાં દબાવીને કહ્યું.

"તો આ રહી, આ તારી હમણાંજ કેપટન પર લખેલી ચિઠ્ઠી."

" મારાં નોકરો પાસે જાસુસી કરાવવાની તમારી લાયકાત તો સારી !"

" અરે, નાદાન છોકરી, હું જમાનાનો ખાધેલ ઘડયો છું; દરજણો અને માલણોના ધંધા હું સમજું છું."

" ત્યારે હવે તમે કરવા શું માગો છો ?"

" કાંઇ નહિ; આ હું ચાલ્યો મારે શ્હેર; તારે ને મારે આજથી કંઇજ સંબંધ નહિ; એક સાધારણ રાંડ કરે તેવા બધા ચેનચાળા તેં કર્યા; મને જરાય આશ્ચર્ય થતું નથી: મારે ખર્ચે બીજા તારી સાથે લહેર ઉડાવે એ ગણિત મને ગોઠે નહિ."

આટલું કહી લોર્ડ આલ્ફ્રેટન તો ઠંડે પેટે ચાલ્યો ગયો. તેના ગયા પછી મને એકાએક શંકા આવી; મારા દીલમાં ધ્રુજારી ભરાઇ ગઇ; ઉઠીને મેં મારા શયનાગારના ઓરડાની અંદરના ઓરડાનું બારણું ઉઘાડયું અને—અને બારણું ઉઘાડતાંની સાથે કેપટન સીડેનહેમની અર્ધનગ્ન લાશ ધબ દઇને નીચે પડી અને તેની સાથે બેભાન થઇને હું પણ પડી ત્યાંજ પડી.

* * * * * * *

પૂરેપૂરી સુદ્ધિમાં આવીને જોઉં છું તો હું એક પલંગ પર પડી હતી; મારી પાસે એક 'નર્સ" બેઠેલી હતી. પાસે દવાના થોડાક બાટલા પડેલા હતા. મને શુદ્ધિમાં આવેલી જોઇ મારી દાસી જરા ખુશ થતી પાસે આવી; 'નર્સ" ને મેં જરા બહાર જવા કહ્યું;

દાસીએ મને કહ્યું કે મને પહેલ વહેલી બેભાન થઇ પડયાને આજે દશ દિવસ થઇ ગયા હતા; તે દર્મ્યાન મને સન્નિપાત થયો હતો અને હું કંઇ કંઇ લવારા કરતી હતી, સીડેનહેમની સાથે હું પણ ધબ દઇને પડી હતી; તેથી બેવડો ધબકારો થવાથી નોકર ચાકરો દોડી આવ્યા હતા; તેઓએ અમારો દેખાવ જોઇ તરત પોલિસને અને ડોકટરને બોલાવ્યા હતા. ડાકટરે મારી સારવાર કરવા માંડી હતી; પોલિસે લોર્ડ આલ્ફ્રેટનને બોલાવ્યા હતા; મરનારની લાશ ઉપર જુરી ભરી તેમાં તેમને ખરી જુબાની આપવી પડી હતી; આખો બનાવ વર્તમાનપત્રોમાં વિગતવાર પ્રગટ થયો હતો અને ઠેરઠેર સનસનાટી પ્રસરી હતી. પહેલા ચાર દિવસ સુધી તો મારાં ઘર આગળ ગીરદી થતી હતી; તથા લોર્ડ આલ્ફ્રેટન પણ ફજેતીને લીધે એક બે દિવસથી પરદેશ જતા રહ્યા હતા. કેપટનની લાશને તેનાં સગાંઓએ લઇ જઇ ઉત્તરક્રિયા કરી હતી.

વાંચક સમજી ગયા હશે કે કેપટન સીડેનહેમ તે ગોઝારા ઓરડામાં જરાપણ હવા નહિ મળ્યાથી ગુંગળાઇને મહાવ્યથા ભોગવીને મરણ પામ્યો હતો; હું એવીજ ધારણામાં રહી હતી કે કેપટન પાછળની દાદર બારીથી ચાલ્યો ગયો હશે; કેપટનનો આવો કરૂણાજનક અંત આવશે એમ લોર્ડ આલ્ફ્રેટને તો જરૂર ગણત્રી કરી હશે; પણ તે જમાનાનો ખાધેલ કાગડો જુરીની ઉલટ તપાસમાં જરાપણ ફસાયો હોય એમ લાગતું નથી. મારા ઉપર પણ કોઇ જાતનો આરોપ સત્તાવાળાઓ તરફથી મેલવામાં આવ્યો નહોતો; પણ આખા શહેરમાં અને કદાચ આખા ઇંગ્લાંડમાં હું નામચીન (!) બહુ થઇ ગઇ.

# પ્રકરણ ૩૯ મું.

## શરાફનો આપઘાત

કેપટન સીડેનહેમનાં મરણ પછી દોઢેક મહિને હું સાજી થઇ. લોકોમાં બહુ ગવાવા ચવાવાથી મારે માટે લંડનમાં રહેવું ભારે થઇ પડયું; એટલે હું બાથ નામનાં હવાફેરના સ્થળે જઇ રહી; અને કેપટનને લગતા વિચાર મનમાંથી કાઢી નાંખી બેદરકારીથી સુખે રહેવા લાગી. લોર્ડ આલ્ફ્રેટન પાસેથી દ્રવ્ય પુષ્કળ મળેલું હતું એટલે આજીવિકાની તાત્કાલિક ફિકર નહોતી; પણ બાથમાં ઘણા મહિના ખર્ચાળ રીતે રહી એટલે રોકડ શીલક ખુટી પડી અને પછી દાગીના પરજ નજર કરવાનો વખત આવી પહોંચ્યો.

એક દિવસ સાંજે હું એકલી ફરવા ગઇ હતી તેવામાં પાસેની નિર્જન ગલીમાંથી મી. આલવનલીને મેં એક યુવતી સાથે પસાર થતો જોયો. થોડીક વારે મેં પાછું ફરીને જોયું તો બેઉને અરસ-પરસ ભેટતાં જોયાં; મને તેઓ જોઇ ન શકે એવે રસ્તે હું ફંટાઇ ગઇ અને વળી પાછી તેઓ તરફ જોવા લાગી; આ વખતે આલવ-નલીને મેં એકાએક તે યુવતીને છોડી દઇને એક વાડના છીંડામાંથી નહાસી જતો જોયો; અને તે પછી તરતજ એક ઘોડેસ્વાર ગૃહસ્થને તે યુવતી આગળ ઉપસ્થિત થયેલો દીઠો. તેઓએ કંઇ વાત કરી; પછી ઘોડેસ્વાર ગૃહસ્થ પોતાનો ઘોડો ધીમે ધીમે ચલાવવા લાગ્યો અને તે તરૂણી પણ તેની સાથે ધીમે ધીમે ચાલતી જતી દેખાઇ. મેં અનુમાન કર્યું કે દાળમાં કંઇ કાળું છે.

મારી પાસે રોકડ નાણું ખુટયું હતું; અને દાગીના વેચવાનું મને ગમતું નહોતું એટલે આલવનલીને જોઇને મને વિચાર થયો કે તેની પાસે કંઇ રકમ ઉછીની કઢાવવી; એટલે ગામની લાયબ્રેરીમાં જઇ, નવા આગંતુકોની યાદીમાંથી આલવનલીનું સરનામું મેળવી તેને પત્ર લખી મને મળવા બોલાવ્યો અને હું જેમ હોટલમાં રહેતી હતી ત્યાં "મીસીસ વીલટન" નું નામ પૂછી મારી ભાળ કાઢવી એમ જણાવ્યું હતું; કેમજે રોઝા લામ્બર્ટ નામ લંડન શહેરમાં તેમજ આસપાસના ગામોમાં બહુ નામચીન અને તેથી મને પોતાને બહુ અગવડકારક થઇ પડયું હતું.

પત્ર મળતાંની સાથે તરતજ આલવનલી મને મળવા આવ્યો; કેપટન સીડેનહેમના મરણનાં સંબંધમાં હું સંડોવાયેલી હતી તે તેણે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું; મેં તે વિષે જરા ઇસારો કર્યો; પણ પછી અમને બંનેને તે વાત ઉકેલવાની કંઇ જરૂરજ જણાઇ નહિ. મેં મારી આર્થિક સ્થિતિ કંઇક સમજાવીને સોએક ગીની ઉછીની માગી પણ તેણે ત્રણસો ગીનીનો ચેક લખી આપ્યો, અને કહ્યું કે વધારે જોઇએ તો માગી લેજે અને એ રકમ પાછી આપવાની ચિંતા રાખતી નહિ.

આલવનલીના ગયા પછી હું ચેક વટાવીને હોટેલ તરફ પાછી ફરતી હતી ત્યારે મેં એક વૃદ્ધ ભિખારીને મારા ભણી તાકી તાકીને જોતો જોયો; મને સહેજ લાગ્યું કે પેલો મવાલી ટોબી ગ્રેસન તો નહિ હોય; પણ તે અહિં કયાંથી? એમ ધારી તે વિચારને વિસારે પાડી, હોટેલમાં આવી, મારી ઓરડીમાં તે રકમ મૂકી, ખપ જેટલું

નાણું હાથ પર રાખી હું ફરવા નીકળી પડી; ફરીને પાછી મારે મુકામે આવી એટલે હોટેલની માલેકણ બાઇએ મને ખુશખબર (!) આપી. "મીસીસ વીલ્ટન, તમારા પિતા મી. લામ્બર્ટ તમને મળવા આવ્યા છે; બહુ ભલા માણસ છે હો! વૃદ્ધ છે પણ એવા રંગીલા, એવા રમુજી...."

"તે કયાં છે?" મેં ફાળ ખાઇને પૂછ્યું.

"થોડીવાર તમારી રાહ જોઇને પાછા બહાર ગયા છે તે હમણાં આવશે."

"મારી રાહ જોતા કયાં બેઠા હતા?"

"તમારા દિવાનખાનાંમાંજ."

હું તરતજ મારાં દિવાનખાનાંમાં ગઇ; જોયું તો ટેબલનું ખાનું ખુલ્લું! બધી રોકડ રકમ અને બધા દાગીના ગુમ! મારી ધાસ્તી ખરીજ પડી. અને ટોબી ગ્રેસન-પેલો ભિખારી-સિવાય એ પરાક્રમ બીજા કોઇનું નહી તે કળી ગઇ, કેમ જે ટોબી ગ્રેસન વેશ ધારણ કરવામાં બહુજ ચતુર હતો.

પિતાને મેં પત્ર લખ્યો હતો; અને તેમનો જવાબ એવો આવ્યો હતો કે બીમાર હોવાથી તેમને મળવા આવી શકે તેમ હતું નહિ.

હોટેલવાળી બાઇ મારી પાછળ મારાં દિવાનખાનાંમાં દોડી આવી: લુંટાઇ જવાથી મારાથી રડી દેવાયું; બાઇને પોતાને પણ ધ્રાસ્કો પડયો; તે તેનું દિવાનખાનું જોવા ગઇ; પણ માલમ પડયું કે મારા સિવાય બીજું કોઇ લુંટાયું નહોતું; ટોબી ગ્રેસનની ગતિનો મને

પરીચય હતો; પોલીસને ખબર આપું અને શોધાશોધ થાય તે આગમચ તો તે ક્યાંને ક્યાં નીકળી ગયો હોય; આખરે મનવાળીને બેસી રહી.

બીજે દિવસે ફરવા ગઇ ત્યાં મી. આલવનલી મને ચિંતાતુર વદને મળયો; એક એકાંત જગા શોધી અમે વાત કરવા બેઠાં; મેં તેને પૂછ્યું:

"મી. આલવનલી, તમારા દિલમાં આજે કંઇ ચિંતા નથી? મને કહો; મારાથી કંઇ બની શકે તો......"

આલવનલીએ થોડીવાર વિચાર કરી કહ્યું: "જો, હું તને મિત્ર ગણીને કહું છું; કદાચ મારી ચિંતા તું ટાળી શકે. થોડાક મહિના ઉપર લંડનમાં રાલ્ફ હોર્ટન અને તેમનાં પત્ની લેડી હોર્ટન સાથે મને પરીચય થયો હતો. સર રાલ્ફ વૃદ્ધ છે અને લેડી હોર્ટન તરૂણી છે.........એટલે લેડી હોર્ટન અને મારી વચ્ચે સંબંધ વધ્યો, (મેં સ્મિત કર્યું.) અને તું સમજી ગઇ છે તેમજ થયું છે; એ સર રાલ્ફનો અહિં એક બંગલો છે તેમાં લેડી હોર્ટન સાથે પોતે રહે છે અને પડોશમાં તેમનો જ બીજો બંગલો છે; તે તેમણે મને ભાડે આપ્યો છે; લેડી હોર્ટન રાતના બધાં ઉંઘી ગયાં પછી પાછલે બારણેથી બગીચો ઓળંગીને મારા બંગલામાં આવી જાય છે; હું તારાથી કશું છુપાવતો નથી; તેની બગીચાના કમબખ્ત માળીએ સર રાલ્ફને ચાડી કરી છે; એટલુંજ નહિ પણ લેડી હોર્ટનને અધરાતે મધરાતે મારા બંગલામાં દાખલ થતી પકડી આપવા સુદ્ધાં તે માળીને સર રાલ્ફે હુકમ આપી મેલ્યો છે; તેથી લડી હોર્ટનનું આવવું જવું

હમણાં બંધ થયું છે, તોય સર રાલ્ફ તેને ધમકી આપે છે કે તેઓ સાહેબ મારી અને લેડી હોટ'ન ઉપર વ્યભિચારનો આરોપ મેલીને ફાર્ગતીની કોર્ટમાં ફર્યાદ માંડશે; એટલે હું સંકજામાં આવી પડયો છું કે ફજેતી થશે ઉપરાંત સર રાલ્ફને બેઇજ્જતીની નુકસાનીમાં હજારો પોંડ જોંસવા પડશે........"

આ કથની સાભળી મેં ઉપાય સુચવ્યો; તે સાંભળી આલવનલી રાજી થયો અને તેજ રાત્રે તે ઉપાય અમે અજમાવ્યો પણ ખરો; તે એ કે લેડી હોટ'નના જેવો પોશાક પહેરી હું આલવનલીના બંગલાની પાછળ થઇને સર રાલ્ફના બગીચામાં દાખલ થઇ અને ત્યાં થઇને આલવનલીના બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થવા લાગી; તેવીજ મને પેલા માળીએ લેડી હોટ'ન ધારીને પકડી; મેં ચીસ પાડી; એટલે આલવનલી દોડી આવ્યો; સર રાલ્ફ પણ છુપાઇ રહ્યા હતા તે દોડી આવ્યા; સર રાલ્ફે હું કોણ હતી અને કોણ નહિ તે જોયા વગર આલવનલીને ગાળો દેવા માંડી; એટલે મેં સ્ત્રીચરિત્ર કર્યાં; સર રાલ્ફને માલમ પડયું. કે હું લેડી હોટ'ન નહોતી; એટલે તે ચાટ પડી ગયા; પોતાના માળીને બેચાર તમાચા ચોઢી કાઢયા; તે બીચારો પણ ચાટ પડી ગયો; પરીણામે સર રાલ્ફ આલવનલી સામે વ્યભિચારના આરોપસર નુકસાનીનો દાવો માંડવાના હતા તે ભૂલી જઇ દિલગીરી બતાવવા લાગ્યા અને તેમણે આલવનલીની માફી માગી અને વાત દાબી દેવાની ઉલટી તેમણે આજીજી કરી.

આ પ્રમાણે આલવનલીને આફતમાંથી ઉગારી બીજે દિવસેજ બાથ ગામ છોડી હું બ્રાઇટન નામનાં હવા ફેરનાં બીજાં સ્થળે ચાલી ગઇ, અને ત્યાં બંગલો રાખી ઠાઠમાઠમથી રહેવા લાગી; એજ હેતુથી કે કોઇ શ્રીમંત બીલ્લુ હાથ લાગે. વાંચકને દંભ કર્યા વગર મારે જણાવી દેવું જોઇએ કે આટ આટલા અનુભવોને લીધે મારી સદ્દૃત્તિઓ હવે મરી ગઇ હતી અને જ્યાં સુધી રૂપ અને સોન્દર્ય ટકે ત્યાં સુધી મોજશોખ ભોગવી લેવાં એ મારૂં લક્ષ્ય બન્યું; સવાર સાંજ હું ઘોડાગાડીમાં બેસીને રોફથી ફરવા નીકળતી અને મારી ધારણા પ્રમાણે કેટલાક ઇશ્કીઓ મારી પાસે આવી પણ ગયા પરંતુ મારો ખર્ચ વેઠી શકે એટલો શ્રીમંત તેમાંથી કોઇ નહી નીકળ્યો.

એક દિવસ સવારમાં વહેલી ઘોડેસ્વાર થઇ હું ફરવા નીકળી હતી તે વખતે ધોરી માર્ગ ઉપરથી મને એક પોકેટ બુક મળી આવી. તેમાં હુંડીઓ; શેરો વિગેરે મળી પાંચેક હજાર પોંડની મતા જણાઇ તે વિષે મેં પોલીસને ખબર આપી અને ખરો ધણી મળી આવે તો તેને મારી પાસે મોકલવા જણાવ્યું; તે પ્રમાણે સાંજના મી. ફ્રેન્ટન કરીને એક ગૃહસ્થ મારી પાસે આવ્યો; મારા ખંડમાં પ્રવેશ કરતાંની સાથે મને જોઇને તે પાણી પાણી થઇ ગયો; તેણે કહ્યું:

"તમને જે પોકેટ બુક મળી છે તે મારી છે. અને તેમાં જે ચીજો હતી તેની યાદી આ રહી."

મેં યાદી જોઇને ચીજો મેળવીને પોકેટ બુક તેને આપી દીધી;

મી. ફ્રેન્ટને મને પોતાનું ઓળખાણ આપતાં જણાવ્યું કે તે લંડનમાં એક બેન્કનો ભાગીદાર હતો.

મને લાગે છે કે ત્યાર પછી મી. ફ્રેન્ટને મારે લગતી તપાસ કરીને હું કયા વર્ગની સ્ત્રી હતી તે જાણી લીધું હોવું જોઇએ; કેમ જે બીજે દિવસે સવારે તેણે મારા ઉપર ૪૦૦-૫૦૦ પૌંડના દાગીનાનો દાબડો ભેટ મોકલી તેને આભારના ચિન્હ તરીકે સ્વીકારવા મને વિજ્ઞપ્તી કરી હતી; અને બપોર પછી તે પોતે મને મળવા આવ્યો, અને મને દાગીના ગમ્યા હતા કે નહિ તે પુછ્યું; ત્યાર પછી પંદરેક દિવસ સુધી મને તે રોજ મળવા આવ્યો અને છેવટે તેણે મને પોતાની રખાત તરીકે રાખવાની માગણી રજુ કરી. પહેલાં તો મેં તેને સત્ય હકીકત દર્શાવી દીધી કે મારૂં ખરૂં નામ રોઝા લામ્બર્ટ છે પણ કેપટન સીડેનહેમના બનાવમાં મારી નાલેશી થવાથી મેં બીજુ નામ ધારણ કર્યું હતું; માટે મારા જેવી નામચીન સ્ત્રીને તમે રાખી શકશો કે ?

મી. ફ્રેન્ટન મારૂં ખરૂં નામ જાણીને તો ઉલટો વધારે મોહાસકત થયો અને તેણે અગાઉથી રાખી લીધેલા બંગલામાં મને તરતજ તેડી લઇ જઇને રાખી. મી. ફ્રેન્ટન ચાલીસેક વરસનો ફાંકડો જુવાન હતો અને બાદશાહીની માફક રહેતો હતો, સવારે ૧૦ વાગે જમીને તે બેન્કમાં જતો અને સાંજના આવ્યા પછી બેન્કની જંજાળ તદ્દન વીસરી જઇ અયેશ આરામ ભોગવતો, લગભગ રોજ રાત્રે સાથે જમવામાં તેના ત્રણ ચાર દોસ્તો તો હોયજ, અને બંગલામાં સોના ચાંદીનાં

વાસણો હજારો પૌંડની કિંમતનાં હતાં. રોજ ફરતા ફરતી રસોઇઓ થતી. હું ગમે ત્યાં હરૂં ફરૂં કે જાઉં તેની મી. ફેન્ટનને જરાય ઇર્ષ્યા નહોતી, મારા ઉપર તેણે જરાય કાબુ મૂકયો નહોતો. હું તેની દેવી હતી, તે મારો ભકત હતો.

આ રીતે એક વરસ નીકળી ગયું, મારૂં વય ૨૫ાા વરસનું થયું હતું, મી. ફેન્ટનના આશ્રય હેઠળ મારી દેહકલીકા ખીલીને ઓર પણ સુંદર અને આકર્ષક બની, આ વરસનાં જેટલી ચેનબાજી અગાઉ મેં કદી પણ ભોગવી નહોતી અને તે પણ તદ્દન નચિંતે.

આ વખતે એટલે ઇ.સ. ૧૮૪૭ના ડીસેમ્બર મહિનામાં એક દિવસ સવારે ઘોડેસ્વાર થઇ હું ફરવા ગઇ હતી તેવામાં રાજમાર્ગપર-થી પસાર થતી એક ગાડીમાં બેઠેલા એક ગૃહસ્થ ઉપર પાસેની ઝાડીમાંથી નીકળી આવી પેલા મવાલી ટોમી ગ્રેસનને હુમલો કરતો મેં જોયો, તરતજ મારા ઘોડાવાળા સાથે હું ત્યાં દોડી પહોંચી, ટોમીના માથામાં ફટકો લગાવી દીધો અને મારા ઘોડાવાળાને કહ્યું કે પકડ એ સાલા બદમાશને. પરંતુ મારો ઘોડાવાળો તેને પકડવા જાય તે પહેલાં તો ટોમી મુઠીઓવાળીને મને ગાળ દેતો દેતો નાઠો અને ઝાડીમાં અદશ્ય થઇ ગયો.

જે ગૃહસ્થ ઉપર ટોમીએ હુમલો કર્યો હતો તે ૬૫ વરસની ઉમરના મી. મોરીસ નામના વૃદ્ધ માણુસ હતા, તેમને ગાડીમાં બેસડાવી હું નજીકનાં ગામમાં લઇ ગઇ, ત્યાં પાટાપીંડી કરાવી અને એક સારી વીશીમાં રખાવી આપ્યા, સાંજે મારા બગીચામાં પકવેલી "હોટ હાઉસ" દ્રાક્ષ લઇને મારા માણુસને મોકલ્યો અને તેમની ખબર અંતર મંગાવી, હું જાતે જઇ શકી નહિ, કેમકે તે દિવસે

રાત્રે અમારે ત્યાં મોટી જમણવાર હતી, રાત્રે ખાઇપીને પરોણાઓ વિદાય થયા અને મી. ફ્રેન્ટને અત્યંત હર્ષાવેશથી મને બાથમાં બીડી... ..

રાતના બેએક વાગ્યાને સુમારે એક ભયંકર ચીસ સાંભળી હું સફાળી જાગી ઉઠી, જોઉં છું તો ફ્રેન્ટન તો મારે પડખે ઉંઘતો હતો, પણ ઉંઘમાં તેણેજ ચીસ પાડી હશે એમ સમજતાં મને વાર લાગી નહિ, મેં તેને ઉઠાડયો નહિ એટલે થોડીવારે પાછી તેવીજ ભયંકર ચીસ તેણે પાડી અને પોતાની ચીસને લીધે પોતે પણ બીહીને જાગી પડયો, અને અર્ધનિદ્રામાં લવ્યો: "ખલાસ, સબ ખલાસ."

હું વધારે બીહીને તેને બાઝી પડી. "મી. ફ્રેન્ટન, શું ખલાશ? તમને શું થયું છે?"

હવે તે પૂરો જાગ્રત થયો અને બોલ્યો: "ડીયર, રોઝ, તું બીધી? એ તો મારાથી સ્વપ્નમાંજ બૂમ પડાઇ ગઇ, ખાનપાનમાં કંઇ ફેરફાર થાય ત્યારે એવું થઇ જાય."

અમે પાછાં સૂઇ ગયાં, મી. ફ્રેન્ટન તો થોડીવારે પાછો ઘસઘસાટ ઉંઘવા લાગ્યો, પણ મને કેમે કરી ઉંઘ આવે નહિ, ફ્રેન્ટનની ચીસની ભયંકરતાએ મારૂં કાળજું સોંસરૂં વીંધી નાંખ્યું હતું.

સવારમાં ઉઠયાં અને નાસ્તો લેવા બેઠાં, એટલે નોકરે આવી ફ્રેન્ટનને કહ્યું: "સાહેબ, કોઇ બે માણસો તમને મળવા આવ્યા છે."

તેઓને બેસાડવાનું કહેવા નોકરને મોકલીને ફ્રેન્ટન મને કહેવા લાગ્યો: "ડીયર, રોઝ, આ માણસોને મળીને શહેરમાં આજે મારે વહેલું જવું પડશે."

"પણ સાંજે ૫ વાગે વહેલા આવશો ને?"

"જરૂર. જરૂર," કહી તેણે અતિશય વહાલથી મને છાતી સરસી ચાંપી અને ચુંબનોથી અકળાવી દીધી, પછી રોજની પેઠે હસ્તે મુખડે તે શયનાગારમાંથી બહાર ગયો.

દશેક મિનિટમાં તો આખા બંગલામાં ગડબડ સરબડ થઇ રહી, હું નીચે ઉતરી, નોકરે મને કહ્યું કે બે પોલિસ અમલદારો મી. ફ્રેન્ટનને હુંડીઓપર ખોટી સહી કરવાના આરોપનું વારંટ લઇ પકડવા આવ્યા છે. ફ્રેન્ટન તેઓ આગળ કપડાં બદલવાનું બહાનું કાઢી માળપર ગયો હતો, હું તરતજ માળપર ગઇ, જોઉં છું તો ફ્રેન્ટન શબવત પડેલો, અને પાસે "પ્રસીક એસીડની" ચલાણી પડેલી. તે જોઇ મારાથી બુમ પડાઇ ગઇ એટલે નોકરચાકરો સાથે પેલા પોલિસ અમલદારો પણ દોડી આવ્યા, વારંટ વારંટની જગાએ રહ્યું અને જ્યુરી બોલાવવી પડી. જ્યુરીએ આપઘાતથી મરણ થવાનું મત આપ્યું. તેજ દિવસે બેન્ક પણ બંધ થઇ, તેને લગતાં ઘણાં ભોપાળાં બહાર પડયાં, તેની વિગતો આપવાની મને જરૂર નથી. નાદારી કોર્ટના અમલદારોએ બંગલાનો કબજો લીધો પણ મને હાલ તુરત તેમાં રહેવા દેવા પરવાનગી આપી, પણ ફ્રેન્ટન સાથે હું રહેવા આવી તે વખતે મારી પાસે જે દાગીના કપડાં વિગેરે હતા તે રહેવા દઇ ફ્રેન્ટને પોતાને ત્યાં મને રાખ્યાને જે કિંમતી ભેટ સોગાદો આપી હોય તે તેઓને સ્વાધીન કરી દેવા મને કહ્યું.

ફ્રેન્ટનના મિત્રોમાંના કોઇકજ તેની પાયદસ્તમાં ગયા હતા, અને લગભગ બધાએજ બેચાર દિવસ પછી મારા ઉપર દીલાસાને બદલે પ્રેમના પત્રો લખ્યા અને દરેકે મને રાખવાની માગણી કરી, પણ તેઓને ખબર નહોતી કે હું કંઇ એટલી બધી લાગણી શૂન્ય નહોતી.

# પ્રકરણ ૪૦ મું

## પવિત્ર જીવન ગાળવાનો પ્રયત્ન

ફ્રેન્ટનના આપઘાત પછી એકાદ અઠવાડીયું વીત્યે હું પાછી નિરાધાર થઇ, અને હવે શું કરવું તે વિચાર કરતી હતી તેવામાં મી. મોરીસ આવ્યા. લોકોને મોઢે મારે વિષે તેમણે કંઇક હકીકત જાણી લીધી હશે એટલે જરાપણ અજાણ્યા હોવાનો ડોળ કર્યા વગર તેમણે કહ્યું.

"લુટારૂથી તેં મારો જાન બચાવ્યો અને મારી ચાકરી કરાવી તે માટે હું તારો આભારી છું, મને બચાવતી વખતે હું કોણ અને કેવો હતો તેનો તેં વિચાર કર્યો નહોતો, એટલે આ પ્રસંગે મારી પણ ફરજ છે કે તું કોણ અને કેવી છે તેનો જરાય વિચાર કર્યા વગર ભૂતદયાના સિદ્ધાંતે મારે તને આશ્રય આપવો, તને ધર્મની દીકરી કરીને મારે ઘેર રાખવા રાજી છું."

"હું અભાગી અને પાપિણી છું, તમારા પવિત્ર ધામને મારાં પાપી પગલાંથી હું દુષિત કરવા ઇચ્છતી નથી." મેં કહ્યું.

"મારે માટે તેં જે વૈદ્ય મોકલેલો, તેણે મને તારા વિષે કેટલીક વાતો કરી હતી. તે બિચારો તારી દયા ખાતો હતો કે તારા જેવી સંસ્કારી અને સદ્વૃત્તિવાળી યુવતીએ આડો રસ્તો શી રીતે લીધો હશે? માટે તારા ભૂતકાળના જીવન વિષે જેટલું કહેવા જેવું હોય તેટલું કહે અને હવે પછી મારી સાથે રાખી હું તને સન્માર્ગે ચઢાવીશ."

મી. મોરીસ પરદેશોમાં ઘણાં વરસો રહી થોડાક દિવસથીજ ઇંગ્લેંડ આવેલા હતા એટલે દોઢેક વર્ષ પૂર્વે કેપટન સીડેનહેમના ખુનના સંબંધમાં હું આખા દેશમાં ગવાઇ ચવાઇ હતી તે વિષે તેમને કશી માહીતિ નહોતી, કેમજે મેં જ્યારે તેમને મારૂં નામ રોઝા લામ્બર્ટ કહ્યું ત્યારે તેમને જરાય આશ્ચર્ય કે કુતુહલ થયું નહિ મેં તેમને મારી કથની કહી.

પછી મી. મોરીસે કહ્યું: "મારી યુવાવસ્થા પણ નિર્દોષ નહોતી, પરંતુ મને પાછળથી શુદ્ધ પશ્ચાત્તાપ થયો, તેથી મારૂં જીવન સુધર્યું, ઇશ્વરે મને પૈસો આપ્યો છે, અને મને કોઇ જાતનું દુઃખ નથી, સિવાય કે મારા વંશમાં મારો એક ભત્રિજો હતો તેની શોધ કરવા છતાં ભાળ મળતી નથી, તારા જેવી નાદાન બાળાનું ભવિષ્ય સુધારવાની પ્રભુએ મને તક આપી છે એમ હું સમજું છું, અને જો તું તારી વૃત્તિઓ સુધારશે તો હું તને મારી ધર્મની દીકરી ગણી છેવટે વારસ પણ બનાવી જઇશ. મારી સૂચના ઉપર વિચાર કરવાને હું તને ત્રણ દિવસનો વખત આપું છું."

મોજ માણી માણીને ધરાઇ ગયેલી હોવાથી મી. મોરીસની સુચના મેં સ્વીકારી અને ત્રીજે દિવસે તેમની સાથે રહેવા ગઇ. તેમણે લંડનમાં "કેન્ટીશ ટાઉન" ના પરામાં બંગલો રાખ્યો હતો, બંગલામાં સારાં પુસ્તકોની લાયબ્રેરી મારે માટે ગોઠવી, એક મઝેનો પીયાનો (વાજુ) ખરીદ્યો. મારે માટે પ્રૌઢવયની એક દાસી રાખી તેમજ બીજાં ત્રણ ચાર નોકર નફર રાખ્યાં, એકંદરે મારી આસપાસ તેમણે સંસ્કારી વાતાવરણ રચ્યું. મારે હવે જીવનને સુધારવું હતું એટલે ભપકાદાર

પોશાકો અને દાગીના પેટીમાંજ સંઘરી મૂકયા, સાદે વેષે રહી જીવનનું ધોરણ આસ્તે આસ્તે સાદું બનાવ્યું અને હું મારી પોતાની જ મરજીથી ખોરાક પણ સાદા ખાવા લાગી.

આ પ્રકારના જીવનમાં મારાં મનને શાંતિ તો મળી પણ દિવસ અને રાત વખત નિંદ્રાડયો ન નિંદે. મી. મોરીસ મારે ખાતર નાટક જોવા જ્યાં તૈયાર થતા પણ હું ના પાડીને તેમને મારે વિષે નિશ્ચિંત કરતી. ધીમે ધીમે હું કામમાં મન પરોવવા લાગી, ભરત ગુંથણ કામમાં તો હાડકું ન વળ્યું પણ ચિત્ર અને સંગીતમાં રસ પડયો. એક મહિનો વીત્યા પછી મી. મોરીસે મારાં કામકાજનાં, મારી સામાન્ય ચાલચલગતનાં તથા સ્વભાવનાં વખાણ કર્યાં અને સંતોષ દર્શાવ્યો. મી મોરીસનું દીલ જીતવા મેં ભરત ગુંથણનું અધરૂં કામ પણ હાથ ધર્યું, અને પંદરેક દિવસના સતત મહાવરાને અંતે તે કામ પ્રત્યેનો મારો કંટાળો નિમૂળ થયો. બીજો મહિનો વીત્યો અને મી. મોરીસે મારી આત્મ સુધારણ પ્રત્યે વધુ સંતોષ દર્શાવ્યો તથા સવાર સાંજ ઘોડે બેસીને ફરવા જવાની મને પરવાનગી આપી. એમ થોડાક દિવસ બિત્યા એટલે એક દિવસ તેમણે કહ્યું:

"રોઝ, મારા ભત્રિજાનો એક બે દિવસમાં પત્તો મળે એવી આશા મારો સોલીસિટર આપે છે, તે આવી મળશે તોય તારે માટે હું ચોકસ ગોઠવણો કરીશજ."

બીજે દિવસે મી. મોરીસે મને કહ્યું: "યુવાવસ્થામાં મારાં ભાઇ ભોજાઇનું મેં અહિત કર્યું હતું; હવે આ અવસ્થામાં મારી ફરજ

છે કે મારા ભત્રિજાને તેનો બદલો વાળી આપી પિતૃઋણમાંથી મુક્ત થાઉં."

અને ત્રીજે દિવસે બપોરે મી. મોરીસનો ભત્રિજો—આર્થર બ્રિજીસ—આવ્યો. મી. મોરીસ તેને ભેટવા જાય તે પહેલાં તો અમારી "મળો દ્રષ્ટેદ્રષ્ટ."

મારાં મુખમાંથી આશ્ચર્યનો ઉદ્‌ગાર નિસરી પડયો; પણ મી. મોરીસને અમારા આગલા પરિચયની કંઇ શંકા પડે તે પહેલાં મેં ભરતકામમાં મારૂં માથું ખોસ્યું. આર્થર તેના કાકાને ભેટયો;

"હું કેટલો ભાગ્યશાળી, કાકાજી! એક તો તમે પોતે વરસો પછી મળ્યા અને તમારી સાથે મને જીવનભરનો ઋણી બનાવનાર મારી દેવીનાં પણ દર્શન થયાં!" આર્થરે કહ્યું.

આ સાંભળી મી. મોરીસ આશ્ચર્યથી ચકિત થઇ ગયા; તેમણે મારા સામું જોયું; પણ લજ્જાની મારી. મારાથી ઉંચું જોવાયજ શાનું? ઇ. સ. ૧૮૪૨ ના જુન પછી આજે ૬ વરસે મારા પ્રિયતમ આર્થર બ્રિજીસનું મુખાવિંદ જોઇ, મારૂં હૃદય કંઈ કંઇ ઉર્મિઓથી ઉછળવા લાગ્યું. એ ૬ વરસમાં મેં કેવું કલુષિત જીવન ગુજાર્યું હતું તે હું ઘડીભર વીસરી ગઇ; અને પ્રવાસે ગયેલો પતિ ઘણાં વરસે પાછો મળતાં પ્રેમાળ પત્નીને જેવો આનંદ થાય તેવો આનંદ મેં ક્ષણભર અનુભવ્યો કેમ જે, હું આગળ એકવાર કહી ગઇ તેમ, મારા બધા આશકોમાં આર્થર બ્રિજીસ પ્રત્યેનો મારો પ્રેમ શુદ્ધ અને દૈવી હતો.

કાકા ભત્રિજાને ખાનગી વાતચીત કરવાનો પ્રસંગ આપવા હું મારા ઓરડામાં ચાલી ગઇ; ત્યાર પછી એકાદ કલાકે, તેઓ જે દિવાનખાનાંમાં બેઠા હતા તેનું બારણું જોરથી ઢાંકીને આર્થર ચાલ્યો જતો હોય એમ મને લાગ્યું. આર્થરે ગુસ્સામાંજ બારણું ધમધમાવી મેલ્યું હતું એમ મને અંતઃપ્રેરણાથી લાગ્યું; અને તે સાથે દીલમાં એવો પણ ધ્રાસ્કો પડયો કે કાકા ભત્રિજા વચ્ચે સમાધાની નહિ થઇ હોવી જોઇએ; અને તેમાં હું તો અંતરાયરૂપ નહિ થઇ પડી હોઉં? બીજો એકાદ કલાક પસાર થવા દઇ દાસીને બોલાવીને પૂછતાં જણાયું કે આર્થર ચાલ્યો ગયો હતો. તે પછી હું ડોસા પાસે ગઇ; તેણે આડીતેડી વાતો કરી; પણ આર્થરનાં નામનો ચકાર સુધ્ધાં કાઢયો નહિ.

ત્યાર પછી પાછો એક મહિનો પસાર થઇ ગયો; મારા પ્રત્યે ડોસાની માયા મમતા તેવી ને તેવી હતી; પોતા વિષે તે મને બધી ખાનગી વાત કરતા પણ આર્થરના સંબંધમાં એક શબ્દ પણ નહિ. આમ કેટલાક દિવસો વહી ગયા પછી મને લાગ્યું કે મારે ખાતરજ કાકા ભત્રિજા વચ્ચે સુલેહ નહિ થઇ હોવી જોઇએ; માટે બહેત્તર છે કે મારે ડોસાનું ઘર છોડી ગમે ત્યાં ચાલી જવું અને આર્થરનો હક ડુબવા નહિ દેવો.

આવો નિશ્ચય થતાં મારાં કપડાં અને દાગીનાની પેટી છાનીમાની તૈયાર કરી ઇ. સ. ૧૮૪૮ ના એપ્રીલ મહિનાની અધવચ્ચે પાછલે પહોરે મી. મોરીસનાં ઘરનો મેં ત્યાગ કર્યો અને તેમ કરવાનાં કારણો એક પત્રમાં મેં લખી જણાવ્યાં હતાં. મી. મોરીસનો

આશ્રય છોડતાં મને લાગ્યું કે મારા નસિબમાં પવિત્ર અને ઇજ્જતદાર જીવન ગાળવાનું સર્જાયેલુંજ નથી; ગાડી કરાવી શહેરના બીજા ભાગમાં આવેલાં એક હોટેલમાં હું ઉતરી અને કદાચ મી. મોરીસ શોધ ચલાવે તો પકડાઇ જવાય એ ધાસ્તીથી બે ત્રણ દિવસ બારણાં બહાર નીકળી નહિ; તેવામાં વર્તમાન પત્રમાં વાંચ્યું કે દેશનાં મહારાણી વાઇટ નામનાં બેટમાં હવાફેરે ગયાં હોવાથી અમીર ઉમરાવો તે બેટની મુલાકાતે બહુ જવા લાગ્યા છે; આ વાંચી મને કુતુહલ થયું અને હું પણ વાઇટના ટાપુમાં ગઇ, અને બેટમાં કાઉઝ કરીને સુંદર ગામ હતું ત્યાં ઘર ભાડે રાખીને રહી.

મી. મોરીસને ત્યાં ૩–૪ મહિના સાદું જીવન ગુજારવાની ટેવ પાડેલી તે અલોપ થઇ ગઇ. હાથપર ચાલીસેક પૌંડ રોકડા હતા તેનો ખુરદો થઇ જવા આવ્યો હતો. મન વળી પાછું ભટકાં મારવા લાગ્યું; કાઉઝ પહોંચ્યા પછી બીજે દિવસથીજ કોઇ ફાંકડો જુવાન મારા તરફ આકર્ષાયો; મેં ધારી લીધું કે મારો હવે પછીનો આશક એજ થશે. પણ થોડા દિવસ તેને સારી પેંઠ ટવળાવીને સ્વાધીન થવામાંજ મઝા છે. એમ વિચારી હું તોરમાં રહેવા લાગી.

મારાં ઘરની પડોશમાં બીજું ઘર હતું; બેઉ ઘર એક માલિકનાં હોવાથી તેઓ વચ્ચે એકજ દાદર મુકવામાં આવ્યો હતો. મારા પડોશનાં ઘરમાં મીસીસ ટેનીસન નામની પચાસેક વરસની એક વૃદ્ધ સ્ત્રી થોડાજ વખતથી રહેવા આવી હતી. જેનેટ કરીને તેની દાસી હતી તે તો છેકજ ડોસી હતી. આ બેઉ વૃદ્ધાઓ સાથે દાદર પર કોઇ કોઇ વાર એકઠાં થઇ જતાં; કેમ છો? ક્યાં ફરી આવ્યાં?

એટલા વિવેક સિવાય મેં પરિચય વધાર્યો નહિ. પંદરેક દિવસના સહવાસમાં મને જણાયું કે મીસીસ ટેનીસન આખો દિવસ ઘરમાં પૂરાઇ રહેતી; પણ દીવા વખત પછી બુરખો નાંખી તેની દાસી સાથે ફરવા જતી અને સૂતી વખતે પાછી ફરતી. જેનેટ તો આખો દિવસ ગામમાં કંઇને કંઇ કામને બહાને ભટકયા કરતી. આવા પડોશમાં મેં ઇજ્જતથી રહેવાનો નિશ્ચય કર્યો હતો એટલે મેં મીસીસ વીલ્ટનનું નામ ધારણ કર્યું અને બે ત્રણ વરસથી વિધવા થઇ છું એમ કોઇ પુછે તો કહેતી.

જે યુવક મારા તરફ આકર્ષાયો હતો; તે ગામમાં હું જે પણ રસ્તે નીકળતી તે રસ્તે મને અવશ્ય સામો મળતો; બે ચાર વાર તેણે મારી સાથે બોલચાલ કરવાનો પ્રયત્ન કર્યો; પણ મેં તેને જરાય ઉત્તેજન આપ્યું નહિ. મારી પડોશણની દાસી જેનેટ તેવા બે ચાર પ્રસંગોએ અમને જોઇ ગઇ; એટલે મને વહેમ પડયો કે એ બુઠ્ઠી મારી પાછળ તો નહિ પડી હોય? કદાચ મી. મોરીસે તો તેઓને મારી ઉપર જાસુસી કરવા નહિ રોકયાં હોય? જો તેમ હોય તો તો મારે સદાચારની સાબિતિ આપી ડોસાનું સારૂં મત ઘડવું જોઇએ; તેમ કરતાં કદાચ આર્થર સાથે લગ્ન કરવાને લાયક પણ ગણાઉં. પણ આ તરંગો ખોટા હોય તો?

એકાદ મહિનો વીત્યા પછી એક દિવસ હું ગામમાં સોનીની દુકાને કંઇ લેવા ગઇ; તો ત્યાં પેલો યુવક બે ત્રણેક યુવતી સાથે ઠઠ્ઠા મશ્કરી કરતો ઉભો હતો. તેઓની વાતપરથી જાણ્યું કે તે યુવકનું નામ મી. લશીંગટન હતું. હું દુકાનમાં હતી તેટલી વાર લશીંગટનની

નજર મારા પર ઠરેલી હતી; હું દુકાનમાંથી બહાર નીકળી એટલે પાછી પેલી ઘડચી જેનેટ સામી મળી તે પણ તે સોનીને ત્યાં જતી હતી; મને પાછો શક પડયો; આ ડોસી અને તેની શેઠાણી મારીજ પાછળ પડયાં છે કે શું ?

હું ઘેર પહોંચી એટલે કોઇ દિવસ નહિને તેજ દિવસે મીસીસ ટેનીસને મારાં બારણાં આગળ આવી વિવેક કર્યો.

" બ્હેન, કોઈ દહાડો અમારે ઘેર બેસવાય આવતાં નથી ? હું સીક હતી એટલે મારાથી તો ન અવાયું..." તેણે કહ્યું.

" આવોને, ત્યારે. બે ઘડી અહિંજ બેસીએ." મેંય સામો વિવેક કર્યો.

" વિધવા થયાને કેટલોક વખત થયો, બ્હેન ?"

" ત્રણેક વર્ષ થયાં હશે. " મેં અડાવ્યું.

" શોક પાળવાની મુદત તો વહી ગઇ...અને તમે કંઇ ઘરડાં થઇ ગયાં નથી......"

" પાછાં સંસારમાં પડવાનું હજી તો દીલ થતુ નથી." મેં કોઇ સતીના જેવી ગંભીરતાથી જવાબ આપ્યો.

એવામાં જેનેટ આવી પહોંચી એટલે તેની શેઠાણી ઉઠીને ચાલી ગઇ.

તે પછી વળી એક દિવસ સાંજે હું ફરવા ગઇ હતી તેવામાં મારી આસપાસ થોડાંક ભીખારીઓ વીંટળાઇ વળ્યાં. હું તેમને પેની

બબ્બે પેની આપતી હતી તેજ વખતે લશીંગટન પાછળથી મારી પાસે આવ્યો. ઘોડો ઉભો રાખી તે બોલ્યો:

"તમે તો સૌન્દર્ય સાથે દયાનાં પણ દેવી દેખો છો. તમારે માટે મેં મનમાં જેવો આદર્શ ઘડયો હતો તેવાંજ ખરેખર તમે નીવડયાં છો."

લશીંગટને પણ ભીખારીઓને થોડાક પૈસા આપ્યા; અને તેઓ વિદાય થયા. પછી મેં કહ્યું:

"સાહેબ; કોઇ સ્રીની હીલચાલ ઉપર એટલી બધી બારીક નજર રાખવાનું કારણ?"

"કારણ? કારણ એ કે હું તમારાં સૌન્દર્ય અને સદ્‌ગુણ પાછળ દીવાનો બન્યો છું; સોનીની દુકાનમાંથી મેં તમારૂં નામ પણ મેળવ્યું છે; વળી તમે વિધવા છો, યુવતી છો...તમારે ખાતર મારાં સ્નેહીઓને છોડી, વ્યવહાર તરફ દુર્લક્ષ્ય કરી, હું આ ગામમાં ભટકયા કરૂં છું; છતાં તમે મારા તરફ કદી નજર શુદ્ધાં નાંખતાં નથી; આજે તો હું તમારી સાથે પરિચય પાડવાનો નિશ્ચય કરીનેજ નીકળ્યો હતો..."

"વિધવા તો છુંજ" મેં કહ્યું.

"ત્યારે શા માટે મને ટવળાવો છો?"

"હું હમણાંને હમણાં કંઇ પણ ચોકસ જવાબ આપી શકતી નથી."

તેણે મારો હાથ ઝાલ્યો અને તે ઉપર ચુંબન કીધું. આજ વખતે પેલી બુઢીઆ જેનેટ અમારી પાસેથી પસાર થઇ.

લશીંગટન સાથે બીજે દિવસે મળવાનો સંકેત કરી મેં તરત ચાલવા માંડયું, મારી પડોશણો માટે મારો સંદેહ મજબુત થયો. રાંડો ખાઇપીને મારી પાછળ પડી છે કે શું ?

ઘેર પહોંચ્યા પછી થોડીવારે મીસીસ ટેનીસને મને ચાહ પીવા બોલાવી, તેની સાથેની વાતચીત પરથી એટલું મને ચોકસ લાગ્યું કે તે મારે વિષે કંઇજ જાણતી નહોતી, એટલે મી. મોરીસ તરફથી તે જાસુસી કરતી હોવાની મારી શંકા નાબુદ થઇ.

સંકેત પ્રમાણે બીજે દિવસે હું લશીંગટનને મળી, મેં તેને પૂછ્યું.

"દોઢેક વરસ ઉપર કોઇ કેપટન સીડેનહેમનાં મરણ વિષે તમે વર્તમાન પત્રોમાં વાંચ્યું હતું ?"

"હા, તે વિષાદપૂર્ણ ઘટનાની નાયિકા સાથે તમોને કંઇ સંબંધ છે ?"

"હું પોતેજ તે રોઝા લામ્બર્ટ છું, આટલું જાણ્યા પછી મને રાખવાની હિંમત થાય છે ?"

લશીંગટન મને હર્ષથી ભેટી પડયો, "ડીયર, રોઝ, આખાં ઇંગ્લેંડમાં કોઇ યુવક એવો નથી કે જે રોઝા લામ્બર્ટને નિહાળવા તલસતો નહિ હોય ? અને તેના પરિચય અને સહવાસ માટે તો અમીર ઉમરાવો જાગીરી ફના કરવા તૈયાર છે .."

"વારૂ..."

"હું તમને ગુપ્ત રીતે રાખવા તૈયાર છું, પૈસા ટકાનો સવાલ તો છે જ નહિ..."

"તમે પરણેલા છો તેથી ગુપ્ત સંબંધ રાખવા માગો છો ?"

"પરણેલો ? નારે, ના, તેવું કંઇજ નથી, પણ મારાં અમુક સંબંધીઓ જેઓ મારૂં લાલન પાલન કરે છે તેઓ મારા ઉપર બહુ તકેદારી રાખે છે, અને કદાચ આ વાત જાહેર થાય તો તેઓ મારા માર્ગમાં જરૂર મુશ્કેલીઓ ઉભી કરે તેમ છે..."

"સાંભળો, મી. લશીંગટન, મારાથી એવી રોજની ધાસ્તી હેઠળ રહેવાય નહિ, તમારા કરતાં હું મોટી અને અનુભવી છું, તમે હજી ૨૨ વર્ષના નાદાન જુવાન છો, દુનિયાના વા તમને વાગ્યા નથી..."

"ડીયર, રોઝ, મને એમ નિરાશ ન કર, હું તને એકાંત સ્થળે બંગલો રાખી આપું અને ફકત રાતનાજ આવીશ..."

"વારૂ, આ ટાપુમાં રહીએ તેટલો વખત, ભલે તેવી ગોઠવણ કરો."

મીસીસ ટેનીસન મી. મોરીસની જાસુસ હોય એવી શંકા મને નહોતી રહી, તો પણ જગ્યા બદલવાનું કારણ અથવા હવે હું કયાં રહેવા જતી હતી તે વિષે મેં તેને કંઇ કહ્યું નહિ. મી. લશીંગ્ટનને પણ મેં ના પાડી કે મારો સામાન ઉપાડવા મારે જુને ઘેર તમારે આવવું નહિ, એટલે ઘર ખાલી કરી આપી ગાડીમાં સામાન નંખાવી હું એકલીજ લશીંગ્ટને રાખેલા બંગલે જવા નીકળી પડી.

પહેલીજ રાત્રે લશીંગ્ટને મને ૫૦૦ પૌંડની ભેટ આપી. મને ગર્વ થયો કે ૨૬ વરસની ઉમર થયા છતાં, મારી જુવાની જેને ને તેને તાજીજ લાગતી હતી! આ ગર્વથીજ મેં મારી જીંદગીનું સત્યાનાશ વાળ્યું હતું!

## કર્મનું ફળ નં. ૩

લશીંગટન—તેનું નામ એડવીન હતું—૨૨ વર્ષનો નાદાન જુવાન છોકરો હતો; મારામાં તેનો મોહ ફેલીકસ વેલેસ્લીના જેટલોજ પ્રબળ હતો; ફેર એટલોજ કે ચોવિસે કલાક મને પકડીને બેસી રહેવાનો તેને અવકાશ નહોતો; અથવા વેલેસ્લી કરતાં તેના સંયોગ જુદા હશે, એટલે તેની પેઠે તે મને કંટાળો આપતો નહિ. અને આખો દિવસ બંગલાની આસપાસની ટેકરીઓ અને મેદાનોમાં ફરવા જવાનો મને પુષ્કળ વખત મળતો.

એક દિવસ હું એક ટેકરી ઉપર એકલી ફરતી હતી તેવામાં મારો મસીઆઇ સર જોન હેવરસ્ટોક મને ઓચિંતો મળ્યો. તેણે મને બોલાવી.

"રોઝા; કેટલે લાંબે વખતે આપણે પાછાં મળ્યાં? પણ ખરેખર તારૂં સૌન્દર્ય તો હજી જેવું ને તેવુંજ છે; બલ્કે, અગાઉ કરતાં પણ તું વધારે સુંદર દેખાય છે."

"કેટલો નફટ? તારી એ બધી ચાપલુસી હવે રહેવા દે. તારી બેન કેમ છે?" મેં જોનાની ખબર પૂછી.

"જોના ? જોના તો પરણી ગઇ; તને ખબર ન પડી એ વિચિત્ર કહેવાય; કારણ કે મારો બનેવી તારો એક જુનો આશક હતો..."

"એટલે ?"

"એટલે શું ? સર રેજીનાલ્ડ ફોરટેસ્કને તું નથી ઓળખતી ? તેનો બુઢ્ઢો બાપો મરી ગયો; તારો આશક રેજીનાલ્ડ 'નાઇટ' થયો અને મારી બેન 'લેડી' થઇ છે."

"જોનાને બિચારીને અજાણુજ રાખવામાં આવી હશે."

"રેજીનાલ્ડને તારી સાથે સંબંધ હતો એ વાતથી કેની ? અલબત્ત; રેજીનાલ્ડે મને મનાવી લીધો હોત નહિ તો મે જરૂર બોપાળું બોલ્યું હોત."

"તો પણ, જોના હવે તો મારૂં ચારિત્ર્ય જાણી ગઇ હશે !"

"નહિ જાણી શકને; પણ કેપટન સીડેનહેમ સાથેનો તારો ગોટાળો ફૂટયો; તે કંઇ કોઇથી અજાણ્યો રહ્યો છે ? તારૂં, હવે તું કરે છે શું ? કેથે પરણીને ઠેકાણે પડી કે હતી તેવીજ ?"

"તારા જેવા બદમાશે મારે માટે જીંદગી સુધારવાની તક રહેવા દીધી હોય તો ને ?"

"મારા ઉપર હજી તું ઝેર રાખે છે ?"

"કયામતના દિવસ સુધી રાખીશ. યાદ છે ? તારા દોસ્ત બેલમોરના માકિવંસની શી દશા થઇ હતી તે ? મારી નજર સામેજ તે ડુબી મુઓ હતો. મને દગાથી ભ્રષ્ટ કરનાર એક બીજા માણસની હાલત પણ તેવી થઇ હતી; ખુદાના ન્યાયમાં મને વિશ્વાસ છે..."

" રોઝ, ડીયર, ધર્મોપદેશ કરતી વખતે તારૂં સૌન્દર્ય ખરેખર વધારે ખીલે છે; હું તો એ મિનીટમાં ઘાયલજ થઇ ગયો છું; જો તું ઝેર વેર છોડી દે તો હજુય......"

" એટલામાં કંઇ પોકાર સંભળાયોઃ " સમાલજો સાહેબ રસ્તો જોખમકારક છે."

પણ સાહેબ સમાલે તે પહેલાં તો ટેકરી ખસી અને સર જોન હેવરસ્ટોક તેની સાથે ખીણમાં ગબડયો. હું તેના કરતાં બે ચાર ડગલાં પાછળ હતી, તેથી બચી ગઇ. ટેકરીની નજીકનાં ખેતરમાં કામ કરતાં માણસો દોડી આવ્યા, તેઓના હાથમાં પૈસા મલી, કંઇ પણ પડપૃછ કર્યા વગર મેં ચાલતી પકડી.

ઘેર જઇ ચિઠ્ઠી લખીને મેં કેપ્ટાન લશીંગટનને બોલાવ્યો, મને એવી બીક લાગતી હતી કે મારા મસીઆઇની લાશ પર જુરી બેસે અને જુરીને કદાચ શક પડે કે મેં જ સર જોનને ધકકો મારી ટેકરી પરથી ગબડાવી દીધો હતો તો ?

લશીંગટને આવીને મને ધીરજ આપી કે ગામડાંની જુરી એવી બારીક તપાસ કરતી નથી, અને બન્યું પણ તેમજ, અકસ્માતને નજરે જોનારાં મજુરોની જુબાની મજબુત પડી હતી, પણ અકસ્માત વખતે સર જોનની સાથે કોઇ અજાણી સ્ત્રી હતી તે કોણ ? તે વિષે કોઇએ જરા પણ ખણખોદ કર્યું નહિ.

મી. મોરીસનાં ઘરનો ત્યાગ કર્યાને ચારેક મહિના થવા આવ્યા હતા પણ તે દરમ્યાન મારા પિતા તરફથી મારા પત્રના જવાબ નહિ

મળવાથી મેં મારાં ગામના તલાટીને કાગળ લખીને મારા પિતાની ખબર અંતર પૂછાવી હતી, તલાટીએ કટાક્ષભર્યા શબ્દોમાં જવાબ લખીને જણાવ્યું હતું કે મારા પિતા રીવરડેલની દિવાનાશાળામાં 'રહેવા ગયા હતા.' આ જવાબથી મારા હૃદય પર વજ્ર જેવો આઘાત થયો, મારા મસીઆઇના અકસ્માતથી મને શોક તો થયો નહોતો, છતાં હું બેચેન રહેતી તેમાં મારા પિતા સંબંધી આવી ખબર આવી એટલે મારો બેકરાર વધ્યો, ગામ જઇ આવવા મેં લશીંગટનની રજા માગી, તે તેણે આપી અને મારી સાથે ગામ આવવા પણ કહ્યું, પણ મેં તેને સાથે લઇ જવા ના પાડી.

બે ત્રણ દિવસ પછી મારે ગામ હું પહોંચી અને વીશીમાં ઉતરી, ગામમાં મારી શી ઇજ્જત આબરૂ ! હું અનેક માણસોની રખાત તરીકે રહી હતી તે વાત કંઇ છુપી તો હતીજ નહિ, મારા ભાઇ સીરીલના ચારિત્ર્યથી કોણ અજાણ હતું ? અધુરામાં પુરૂં, ગામમાં મારા પિતાએ આબરૂના છેક કાંકરા કરી નાંખ્યા હતા, હું પૈસા મોકલ્યા કરતી તેનો તે દારૂ પીયા કરતા અને મારી માતાનાં મરણ પછી રાખવામાં આવેલી રસોયણને તેમણે રખાત કરી પાડી હતી, માલ મિલ્કત રાચ રચીલું સર્વ કંઇ દેવામાં તણાઇ ગયું હતું, સરકારે છેવટે પાદરીપણું પણ છીનવી લીધું હતું, જ્યારે તેમની પાસે સમખાવાની પાઇ પણ રહી નહિ અને બે ચાર દિવસ ખાધા પીધા વગર ટોકાયા ત્યારે તે ગાંડા થઇ ગયા અને ગામ લોક તેમને પાગલખાનામાં મૂકી આવ્યા હતા.

બીજે દિવસે હું મારા પિતાને પાગલખાનામાં મળવા ગઇ, તેમની સાથે મેં કંઇ કંઇ વાત કાઢી, કંઇ કંઇ ચેષ્ટા કરી, કંઇ કંઇ લાડ કર્યાં, રડી, કકળી, કાલાવાલા કર્યા, એક કલાક માથા–ફોડ કરી, પણ કંઇ વળ્યું નહિ, તેઓ મને નજ ઓળખી શક્યા.

પછી હું અમારા જુના સોલિસિટરને મળી, અને કહ્યું કે જો તમે મારા પિતાને કોઇ સારી જગ્યાએ રખાવી આપો તો હું તેનો ખર્ચ આપીશ અને મારા પિતાનું દેવું ભરપાઇ કરવા પણ હું તૈયાર છું. સોલિસિટરે મને માન આપ્યું નહિ, મારી સાથે સાદો વિવેક સુદ્ધાં બતાવ્યો નહિ, પણ જ્યારે નાણાંની વાત આવી એટલે તેની ભલમનસાઇ ઉપસી આવી, ચેસ્ટરમાં કોઇ ડો. બ્રેડફીલ્ડનું પાગલખાનું વખણાતું હતું, ત્યાં મારા પિતાને તેણે તાબડતોબ મોકલી આપ્યા, તેમને ગાડીમાં બેસી ખુશખુશાલ જતા જોઇ મારાથી રડી પડાયું. મેં એક વરસનો ૧૫૦ પૌંડનો ખર્ચ અગાઉથી ભરી દીધો, ત્યાર પછી તપાસ કરતાં જણાયું તો મારા પિતાનું દેવું ૩૦૦ પૌંડ નીકળ્યું તે મેં ભરી દીધું અને મારા પિતાની જે વંશ પરંપરાની મીલ્કત હતી. તે બધીને ગીરવીમાંથી છોડાવી, સોલિસિટરને તેનું બીલ આપ્યું, અમારી મીલ્કતનો વહીવટ પણ તેને સોંપ્યો, અને કહ્યું. કે, જો મારા તરફથી નાણાં નહિ મોકલાય તો તે મીલ્કતમાંથી મારા પિતાનો ખર્ચ આપ્યા કરજો.

પછી સોલિસિટર અને ગામલોક મને માન આપવા લાગ્યા, પણ મારે ક્યાં તેઓ સાથે જીંદગી ગુજારવી હતી જે ?

# પ્રકરણ ૪૧ મું.

## લફ્ંગો લશીંગટન

હું પાછી વાઇટબેટમાં-કાઉઝ ખાતે-આવી. એડવીન લશીંગટને મને કહ્યું કે આ ગામમાં હવે એકાદ મહિના કરતાં વધારે રહેવાય તેમ નથી; કેમજે વધારે વખત રહું તો મારાં વડીલોને શક પડે; મેં જવાબ આપ્યો કે ભલે એક મહિનો અહિં રહીશું, તેટલામાં બીજી જગ્યા શોધજો; અને બીજી જગ્યા તત્કાળ ન મળે તો હું એકલી અહિં પંદરેક દિવસ વધારે રહીશ.

ત્રણેક અઠવાડીયાં પછી, કંઇ અણુધાર્યું કામ નીકળ્યું છે, એમ કહી એડવીન સાઉધેમટન ગયો. તેના ગયા પછી બીજે દિવસે હું કામસર ગામમાં ગઇ; ત્યાં મને મીસીસ ટેનીસન મળી; તેણે પૂછ્યું:

"બેન, હજીય તમે આ ટાપુમાં રહો છો?"

"હા અને તમે?" મેં પૂછ્યું.

"અમે પેલું ઘર તો ખાલી કરીને જતાં રહ્યાં હતાં, આ ગામમાં હું કાલેજ પાછી આવી છું અને હોટેલમાં ઉતરી છું."

"સુખી તો છો ને?" મેં વિવેક કર્યો.

"બેન, જાતેજ દુઃખ ઉભાં કરેલાં ત્યાં સુખની આશા શેની? આફતની મારી તો આ ટાપુમાં આવું છું; નહિ તો અહિં અમારૂં શું દાટયું છે જે?"

મીસીસ ટેનીસન મને આગ્રહ કરીને હોટેલમાં તેડી ગઇ અને ચાહપાણી મંગાવ્યાં; પછી મારી આગળ દિલ ખોલીને તેણે વાત કરી:

"મારી કહાણીમાં મૂર્ખાઇ અને દુઃખ એ બે સિવાય કંઇ જાણવા જેવું નથી છતાં કહું છું. આજથી દશ વરસ ઉપર હું વિધવા થઇ હતી; મારા મરનાર પતિ પુષ્કળ દોલત મેલી ગયા હોવાથી મારી સાથે નાતરું કરવા ઘણા ઉમેદવારો બહાર પડયા. હું સમજતી હતી કે મારા જેવી પ્રૌઢા સાથે તો કોણ લગ્ન કરવા નીકળે? બધાની દાઢ મારી દોલત પર હતી; આઠેક વરસ તો મેં કોઇને ગણકાર્યા નહિ, પણ બે વરસ ઉપર મેં મૂર્ખાઇ કરી અને ૪૮ વરસની ઉમરે મેં એક યુવક સાથે નાતરું કર્યું; અને પરિણામ મેં ધાર્યું હતું તેવુંજ આવ્યું; મારા નવા પતિ મારી જરા પણ દરકાર કરે નહિ; મારી પાસેથી પૈસા લઇ જઇને ગમે તેમ ઉડાવે. શિકાર, મિજબાની, વિગેરે મોજશોખ પાછળ પૈસા ઉડાવે તો ધુળ નાંખી; મને તેની પરવા નથી; પણ બેન, એ તો મારા પૈસા રાંડોને ખવડાવે તે ખમાય?

"નહિંતો વળી." મેં મમરો મેલ્યો.

"ત્યારે, બેન, આખરે હારી હારીને તેમને ઠેકાણે લાવવા અમે યુક્તિ રચી."

"એમ કે? શી યુકિત?"

"સાંભળોને; મારા પતિ મને કહ્યા કે પુછ્યા વગર ચારેક મહિના પર આ ગામમાં આવીને રહ્યા અને પછી મને

કાગળ લખ્યો કે અહિં તેમને બહુ મઝા પડે છે અને થોડાક મહિના અહિંજ રહેવાના છે; મેં વળતો જવાબ લખ્યો કે હું લંડનમાં મારાં સગાંને ત્યાં રહેવા ગઇ છું; પણ લંડનમાં નહિ રહેતાં હું મારી દાસી જેનેટ સાથે આ ગામમાં મારા ધણીજીનાં પરાક્રમો જોવા આવી હતી."

આ સાંભળી મને લાગ્યું કે મી. મોરીસ મારી ઉપર જાસુસી કરાવે એ મારો ખ્યાલ ખોટોજ હતો. મીસીસ ટેનીસને આગળ ચલાવ્યું:

"તેથી આપણે પડોશમાં રહેતાં હતાં તે ઘર અમે ભાડે રાખીને રહ્યાં. હું પોતે દિવસે બહાર નીકળતી નહિ અને મારી દાસી આખો દિવસ ગામમાં ફર્યા કરતી તેનું કારણ તમે હવે સમજી શકશો. અમને વહેમ પડયો હતો કે મારા પતિ એક મીસીસ રોબર્ટસન સાથે આડો સંબંધ ધરાવતા હશે, પણ તે વહેમ તદ્દન ખોટો માલમ પડયો હતો."

"હા, મેં પણ મીસીસ રોબર્ટસનને જોઇ છે."

"મને ખબર છે, સોનીને ત્યાં પણ મારા પતિનાં ગેરવર્તન સંબંધી કંઇ પણ પૂરાવા અમને આ ગામમાં મળ્યા નહિ, પછી તો તમે જતાં રહ્યાં, હું માંદી પડી, દાસી મારી ચાકરીમાં રહેવાથી ગામમાં ફરી શકી નહિ અને સાજી થઇ એટલે ડાકટરની સલાહથી વતન જવું પડયું."

"પછી?"

"પછી મને પાકો વહેમ પડયો કે મારા પતિનો કંઇ પણ ગોટાળો આ ગામમાં હોવો જોઇએ, એટલે એએક દિવસથી પાછી આવી છું."

"અને જેનેટ પણ?—"

"ના, તે નથી આવી, પણ મેં બીજી બાઇ રાખી છે, આશા છે કે એક બે દિવસમાં ભોપાળું ફુટશે ખરું... માફ કરજો બેન, જ્યારે અમે પહેલવહેલાં રહેવા આવ્યાં હતાં, ત્યારે તમારી ઉપર પણ જેનેટે જાસુસી કરેલી, માઠું ના લગાડતાં, હું તો તમારી મા જેવી છું, પણ જેનેટને માલમ પડયું હતું કે તમે તો દિવસે હંમેશાં એકલાંજ ફરતાં હતાં અને રાત્રે પણ હંમેશાં ઘરમાંજ રહેતાં હતાં, એટલે તમારે માટે અમારું સારું મત બંધાયું હતું. તેથી તો તમને અહિં ખેંચી લાવીને દિલ ખોલીને બધી ખાનગી વાત કરી."

એવામાં કોઇ બાઇ મીસીસ ટેનીસનને મળવા આવી, મીસીસ ટેનીસને કહ્યું, "આ બાઇ બધી ખબર લાવી હશે, બહુ હુશિયાર છે.'

આ વખતે હું મીસીસ ટેનીસનની રજા લઇ ઉઠી, તેણે કહ્યું: "બેન કાલે જરૂર પાછાં મળવા આવજો."

બીજે દિવસે સવારે મને લશીંગટનનો પત્ર મળ્યો તેમાં તેણે લખ્યું હતું કે તે સાંજના સાઉથેમટનથી આવી પહોંચશે અને તેના સગાંઓ તરફથી ચિંતા રાખવા જેવું કંઇ નહોતુ. આજે પણ હું મીસીસ ટેનીસનને મળવા ગઇ, પણ હોટેલવાળાએ કહ્યું કે તે તો બહારગામ ચાલી ગઇ હતી.

સાંજના ચારેક વાગે મારા બંગલા આગળ એક ગાડી આવીને ઉભી અને મીસીસ ટેનીસન તેમાંથી ઉતરી. પળવાર મને લાગ્યું કે આ લપ વળી કયાંથી વળગ્યું, સાંજના તો લશીંગટન આવવાનો છે અને આ ઘડચી પોતાના રોદણાં રડવા બેસશે તો કલાકો સુધી ઉઠશે નહિ; છતાં વિવેકને ખાતર મેં તેને આવકાર આપ્યો; તેનું મોઢું જોતાં મને લાગ્યું કે મી૦ ટેનીસનને પકડીને તેની સાથે લડીને તે અહિં આવતી રહી છે. તેણે કહ્યું:

"બેન, માફ કરજો; કાલે તો આ ટાપુ છોડીને હું જતી રહે-વાની છું અને અકસ્માત તમારા બંગલાની ભાળ મળી ગઇ, એટલે થયું કે જતાં જતાં તમને મળી લઉં; વળી કોઇવાર મળીએ ન મળીએ........"

"સારૂં કર્યું, પધારો; અંદર આવોને" મેં તેને આવકાર આપ્યો.

મેં તેને દિવાનખાનામાં લઇ જઇને બેસાડી, અને પરચુરણ વાતે વળગાડી; પણ રસોઇના સંબંધમાં નોકર ચાકર અવારનવાર મારી પાસે સૂચના માગવા આવતાં હોવાથી તેણે પૂછ્યું.

"બેન, સાંજના કોઇ મહેમાન આવવાના છે શું ? તમને ફુરસદ નહિ હોય તો હું જાઉં."

"નારે ના, મહેમાન બહેમાન કોઇ નથી; મારો ભાઇ આવવાનો છે; તમે ખુશીથી બેસોને ! ઉતાવળ નહિ હોય તો વાળુ કરીનેજ જજો."

"બેન, બળ્યાં એ ખાવાં અને પીવાં; ચાલો, એ બહાને તમારા ભાઇ સાથે ઓળખાણ પડશે તે કોઇ દહાડોય કામનું."

મેં મારા નોકરને બોલાવી મીસીસ ટેનીસનની ગાડી છોડાવવા હુકમ કર્યો અને ઘોડા તથા ગાડીવાળાની ઘટતી બરદાસ્ત કરવા કહ્યું. મીસીસ ટેનીસને કહ્યું.

"હું તમને કવખતે બહુ તસ્દી આપું છું, ખરૂં ? ભાઇ ક્યારે આવવાના છે ?"

"ઘડી પળમાં, વખત જાય છે તેમાં તે આવતાજ હશે."

મેં મારી દાસીને બોલાવી અને તેના કાનમાં ફુંક મારી કે મી. લશીંગટન આવે તો યાદ રાખજે કે તેને મારા ભાઇ-લામ્બર્ટ-તરીકે ઓળખાવવા. પછી દાસી સાથે મીસીસ ટેનીસનને કપડાં બદલાવવા મારા શયનાગરમાં મોકલી; તેવામાં દરવાજા આગળ બીજી ગાડી આવીને ઉભી રહી. હું લશીંગટનની સામી મળવા દોડી. મેં તેનો હાથ દબાવ્યો અને ધીમેથી કહ્યું.

"તમે આવ્યા તેથી હું બહુ રાજી થઇ છું પણ મને એક લપ વળગેલું છે......"

"કોણ છે ?"

"મીસીસ ટેનીસન કરીને એક ઘરડી બાઇ છે; મારે તેની સાથે સહેજ ઓળખાણ હતું... ..ચાહી ચિંતીને મળવા આવી તેને કાઢી મેલાય ?"

"વારૂ, પણ તેનું છે શું ? આવી તો ભલે આવી."

"તેજ મુદ્દાનો સવાલ છે ને; મીસીસ ટેનીસન બહુ આબરૂદાર

સન્નારી છે, મને પણ તે પોતાના જેવી માને છે; એટલે તમારે મારા ભાઇ હોવાનો પાર્ટ ભજવવાનો છે... .."

"વારૂ, પણ કહેને, નામ શું રાખું ?"

"લામ્બર્ટ; મારા ભાઇનું જે નામ છે તેજ, પણ જો જો; જમતાં જમતાં ગંભીર રહેજો; કઢંગું હસી પડતા નહિ; નહિ તો તે બાઇને વહેમ પડશે."

મીસીસ ટેનીસન પાછી દિવાનખાનામાં આવીને બેઠી હતી; એડવીન લશીંગટનનો હાથ પકડી હું તેની પાસે ગઇ અને ઓળખાણ કરાવ્યું.

"મીસીસ ટેનીસન, આ મારો ભાઇ લામ્બર્ટ; મી. લામ્બર્ટ, આ મીસીસ ટેનીસન."

"સાહેબ, મને ખબર નહિ કે તમારૂં નામ લામ્બર્ટ હતું. કેમજે મારી સાથે લગ્ન કરતી વખતે તમે તમારૂં " લશીંગટન " એવું નામ આપ્યું હતું; અને મને આ પણ ખબર નહોતી કે મારી પ્રિય, સદ્‌ગુણી, ચાલાક, લાયક, બાહોશ અને માયાળુ સખી મીસીસ વોલ્ટન તે તમારી વિધવા બેન હતી." મીસીસ ટેનીસને ધડાકો કર્યો.

આ બનાવ નાટકના એક "ટેબ્લો" જેવો બન્યો; અને તે "ટેબ્લો" મેંજ અજાણપણે ઉભો કર્યો હતો; લશીંગટનનું મોઢું ફિક્કું પડી ગયું મીસીસ ટેનીસન—અથવા હવેથી ખરૂં નામ વાપરીએ તો

મીસીસ લશીંગટન ક્રોધથી ભવાં ચઢાવી એક વિજેતાની અદાથી બેઠી હતી; મારે તો આશ્ચર્ય અને રમુજ હતાં; પર વરસની ઘરડી ગધેડી ૨૨ વરસના પતિને ધમકાવે એ દેખાવ ફાર્સજ હતો; મા દીકરા જેવાં દંપતીને જોઇ અન્ય પ્રસંગે મારાથી હસાઇ પડાતે; પણ અહિં તો ગંભીરતા જાળવવીજ જોઇએ ને ?

× × ×

પછી મીસીસ લશીંગટને મારા તરફ તિરસ્કારભરી દૃષ્ટિ નાંખી કહ્યું:

" કાલ સુધી મને ખબર નહોતી કે હું મારા ધણીની રખાત આગળજ મારા દીલના ઉભરા કાઢતી હતી. પણ તું મારો ઉભરો નહિ ઓળંગી રહી હોય એટલે મને ખબર પડી કે રાંડ તું કેવી કાવાદાવાબાજ છે..."

પોતાના પતિને ઉદ્દેશીને તેણે કહ્યું:

"અને એડવીન, યાદ રાખજો કે આજથી તમારે અને મારે કંઇ સંબંધ નથી. કરાર પ્રમાણે તમને વરસ દહાડે ૩૦૦ પૌંડ આપીશ. બીજી એક પેની પણ વધારે માગવા આવ્યા તો ફાર્ગતીની કોર્ટના દરવાજા ખુલ્લા છે. જોઉછું કે ૩૦૦ પૌંડમાં આવી ખર્ચાળ ખુબસુરત બલાને તમે કેવી રીતે નભાવો છો ? ચાલો, ખસો મને જવાદો."

મીસીસ લશીંગટને મારે માટે વાપરેલા અપમાનકારક શબ્દોથી મારાથી રડી પડાયું. લશીંગટન બોલ્યો:

" રડે છે શાની ? ભવિષ્યનો કોણ વિચાર કરે છે જો ! હમણાં ખાઇપીને મોજ કર."

" ત્યારે કહો હવે, તમે સાઉથેમ્પટન શું કામે ગયા હતા ? "

" આનીજ મોકાણમાં; ચાર મહિના થયાં તે મારી પાછળ પડી હતી; અમારી વચ્ચે ઉંદર બિલાડી જેવો સંબંધ ચાલ્યા કરતો હતો; આખરે તે ફાવી પણ પર વરસની બૈરી સાથે મારાથી કંઇ સંસાર મંડાય ? "

" ત્યારે પરણ્યાતા શું કરવા ? "

" તેની દોલત વાપરવા; નહિ તો મારી મા જેવડી બૈરી સાથે પરણું ખરો ? "

" મીસીસ લશીંગટને અપમાન કર્યું; છતાં મારે કબુલ કરવું જોઇએ કે તે બહુ સમજુ છે. "

" તેની વકીલાત કરીને તું કહેવા શું માગે છે ? "

" એજ કે, તમારા સ્વાર્થ ખાતર, હજુય તમે તેની સાથે સુલેહ કરી શકો છો. "

" હવે હું ગરીબ થઇ ગયો છું માટે તું મને ખસતો કરવા માગે છે, એમજ ને ? "

" મારો એવો ઇરાદો છેજ નહિ. "

" તો હું સાફ કહી દઉં છુ કે તું મને છોડી દેશે તો પણ તે ઘરડી ગધેડી પાસે હું ભીખ માગવા પાછો જવાનો નથી. "

થોડો વખત વીત્યા પછી મેં લશીંગટનને કહ્યું:

"જુઓ આપણી આવક ફક્ત ૩૦૦ પોંડની છે અને ખર્ચ ૨૦૦૦–૩૦૦૦ પોંડને। રાખીએ છીએ; માટે નોકરો ઓછા કરીએ; બંગલો ઘોડા ગાડી કાઢી નાંખીએ અને સાદાઇથી રહીએ."

"તુ કંઇ ફીકર ન કર. ખાનાર પીનારને ખોદા દેનાર. લેણદારો હમણાં તો ઉઘરાણી કરતા નથી ને? ઉઘરાણી કરશે તે વખતે ગમે ત્યાંથી નાણાં આવી મળશે; જો બધો ભપકો કાઢી નાંખીએ તો તો પછી કોઇ ધીરતું હોય તેય નહિ ધીરશે."

હું સમજતી હતી કે કશેથી નાણાં આવી પડવાનાં નથી; પણ લશીંગટન સાથે દલીલ કરવાનો અર્થ નહોતો: હું અનિતિને રસ્તે ચઢી ગઇ એ વાત ખરી; પણ લેણદેણમાં સીધાં જ રહેવાની મને ટેવ હતી. લેણદારો ફજેત કરે તે મને કદાપિ ગમે નહિ.

થોડા દિવસ રહી લશીંગટન સાઉથેમ્પટન તેના દોસ્તો પાસે ઉછીનાં નાણાં લેવા ગયો; મને ખાત્રી હતી કે તેને કોઇ એક પેની પણ આપવાનું નથી; છતાં મેં તેને જવા દીધો અને તેના ગયા પછી હું મારો દાગીનાનો દાબડો લઇ ચાર માઇલ દૂર ન્યુપોર્ટ કસ્બામાં એક ઝવેરીને ત્યાં ગઇ.

ઝવેરી સાથે તેના અલાહેદા ઓરડામાં હું દાગીનાની કિંમત સંબંધી રકઝક કરતી હતી તેવામાં સાઠેક વરસનો એક ઉંચો કદાવર રૂપેરીવાળવાળો ઇસ્કીટાઇટ ડોસો બારણું ખોલી અંદર દાખલ થયો. "પધારો સર જેમ્સ થોર્નલી" કહી ઝવેરીએ તેને આવકાર

આપ્યો; તે ડોસો મને જોતો થોડીવાર ઉભો રહ્યો અને "દિલગીર છું, બાનુ, કે તમારાં કામમાં ખલેલ કરી" કહી ચાલ્યો ગયો.

તેના ગયા પછી ઝવેરીએ મને કહ્યું કે "આ સર જેમ્સ થોર્નલી હિંદમાંથી લાખો રૂપીઆ કમાઇ આવેલા છે; તે નવાબ તરીકે ઓળખાય છે; હજી કુંવારાજ છે; ઘણી યુવતીઓ તેમના તરફ........"

"તે સાથે મને કંઇ પંચાત નથી; તમે આ દાગીનાનું જે ઠેરવવું હોય તે ઠેરવી દો." મેં કહ્યું.

ઝવેરીએ ૪૫૦) પૌંડનો ચેક મને લખી આપ્યો તે લઇ હું બેન્કમાં ગઇ; તો બેન્કમાં સર જેમ્સે મારી આગળજ ૫૦૦) પૌંડનો ચેક લખી રાખેલો તે મારાં દેખતાં કેશીયરને આપ્યો. કેશીયરે તેના અને મારા બેઉ ચેકનાં નાણાં ગણી આપ્યાં. સર જેમ્સ મારી આગળ જઇને બેન્કના બારણાંમાં ઉભા; હું બેન્કમાંથી બહાર નીકળી એટલે તે મારી સાથે ચાલવા લાગ્યા. તેણે કહ્યું:

"છોકરી, તારે દાગીના વેચવા પડયા તે પરથી મને લાગે છે કે તું આફતમાં છે."

"મારે જાહેર રસ્તા પર આફતમાં આવી પડેલી સુંદરીનો પાર્ટ ભજવવો નથી." મેં કહ્યું.

"ઝવેરીને ત્યાં તેં વેચેલા દાગીના ઉપરથી હું કલ્પી શકું છું કે તે દાગીના કઇ જાતની સ્ત્રીઓના હોય; વળી તું જે ૪૫૦)

પૌંડ લઇ જાય છે તેના તો ઘેર જતાંની સાથે પગ થઇ જશે એમ મને લાગે છે. માટે હું ૫૦૦) પૌંડ આપું છું તે લે, અને વધારે મદદની જરૂર પડે તો સર જેમ્સ થોનલી બેરોનેટને ન્યુપોટ ખાતે ચિઠ્ઠી લખજે."

"મોટો ઉપકાર થયો સાહેબ;" મેં કટાક્ષમાં કહ્યું. "પણ જો સર જેમ્સ એમ ધારતા હોય કે સ્ત્રીઓ તો ગમે તે વખતે રસ્તા પરથી ઉપાડી લેવાની ચીજ છે; તો મારે કહેવું પડે છે કે તેમનામાં દુનિયાદારી અનુભવની ખામી છે."

આ સાંભળી સર જેમ્સ વિવેકથી નમન કરી બીજે રસ્તે ફંટાઇ ગયા.

બીજે દિવસે મેં લેણદારોના બીલ ચુકવ્યાં; આથી તેઓની ધીરધાર ચાલુ રહી; મારી પાસે ફક્ત સોએક પૌંડ બચ્યા હતા; તેવામાં મારો ભાઇ સીરીલ ઓચિંતો મને મળ્યો. તેને ચીંથરેહાલ જોઇ મેં નિસાસો નાંખી કહ્યું:

"દુનિયામાં તું આબાદ ન થયો !"

"વેળે વેળ ખાવાના સાંસા પડે છે ત્યાં આબાદીની વાત કરે છે. હું તારા જેવી સુંદર છોકરી જન્મ્યો હોત તો વાત જુદી હતી—"

"ચુપ, હરામખોર !......વારૂ પિતાશ્રીની કંઇ ખબર જાણે છે ?"

"મરી ગયાને ઘણો વખત થયો હોવો જોઇએ કેમજે તેં શોકના વસ્ત્ર નથી પહેર્યાં."

"કેવો નિર્દય! પિતાશ્રી તો ગાંડા થઇ ગયા છે અને દીવાનાશાળામાં છે."

"ચાલો સુખી થયા! પણ તું મને કંઇ દોઢીઆં દેશે?"

"તે તેં ત્રણ વરસમાં કીધું શું?"

"જેવું પહેલા કરતા હતા તેવુંજ; હું ફ્રાન્સ, જર્મની, અને બેલજીયમમાં ફર્યો; પણ એ દેશોના જંગલી લોકો 'દેવાં' ને 'છેતરપીંડી' કહે છે' એટલે મારો ધંધો કશે સફળ થયો નહિ. હવે તો અમેરીકામાં નસીબ અજમાવવાનું મન થાય છે... ..પણ ગજવામાં દોઢ પેન્સ છે અને આપણી અને અમેરિકાની વચ્ચે હજારો માઇલનો મહાસાગર પડ્યો છે."

"તે અમેરિકા જવા કેટલા પૈસા જોઇએ?"

"૫૦ પૌંડમાં સુખેથી જવાય; ૨૫ પૌંડમાં મુશ્કેલીથી અને ૭૫–૧૦૦ પૌંડ હોય તો અમીરજાદાની પેઠે."

આશકને ખાતર દાગીના વેચનારી હું, સગા ભાઇને શા માટે નાણાં ન આપું? મેં તેને ૫૦ પૌંડ આપ્યા, અને ભાઇ અમેરિકે જાય તો જીંદગીમાં પાછાં મળીએ કે નયે મળીએ એવી લાગણીથી હું તેને વહાલથી ભેટી.

સાંજે લશીંગટન સાઉથેમટનથી ખાલી હાથે પાછો આવ્યો; ત્યારે મેં તેને ઘોડાગાડી કાઢી નાંખવાની સુચના પાછી કરી; પણ તેણે કહ્યું:

"તેં જ્યારે દાગીના વેંચીને દેવું પતાવ્યુંજ છે તો શામાટે થોડો વખત ઘોડાગાડીની મોજ નહિ ભોગવીએ? આખરે પડશે તેવા દેવાશે."

વળી દોઢેક મહિનો વીત્યો; એટલે ઇ સ. ૧૮૪૯ ના જાન્યુઆરીમાં લશીંગટન પોતાનું છ માસિક વર્ષાસન (૧૫૦ પૌંડ) લેવા સાઉધેમટન ગયો; બોટપર હું તેને વળાવવા ગઇ હતી, ત્યાં સર જેમ્સ મને મળ્યા: તેમણે મને રાખવા વળી માગણી કરી. મેં જવાબ આપ્યો કે, "જ્યાં સુધી લશીંગટન સાથે રહેવાશે ત્યાં સુધી રહીશ અને પછી તમારી પાસે આવીશ."

ન્યુપોર્ટમાં જે ઝવેરીને મેં દાગીના વેચ્યા હતા તેનાજ ભાઇની કાઉઝમાં દારૂની દુકાન હતી; દારૂવાળાને મારા દાગીના વેચવની ખબર પડી એટલે તેણે અમારી પાસે નીકળતા નાણાંની ચાંપતી ઉઘરાણી કરી અને અફવા ફેલાતાંની સાથે ગામના બીજા માગનારાઓ પણ આવ્યા; મેં તેઓને જવાબ આપ્યો કે મી. લશીગટન આજ કાલમાં આવશે અને તમારૂં લેણું ચુકવશે.

પણ બે ત્રણ દિવસ થયા અને લશીંગટન આવ્યો નહિ એટલે બધા માગનારાઓએ પાછો દરોડો પાડયો; અને બંગલાવાળો પોતાનાં ભાડાં બદલ ઘોડાગાડી લઇ ગયો; એવામાં કોઇ ઘોડેસ્વાર આવીને મારા હાથમાં એક ચીઠ્ઠી મેલીને ચાલ્યો ગયો. ચીઠ્ઠી સર જેમ્સ-નવાબ સાહેબ-ની હતી; તેણે લખ્યું હતું કે લશીંગટન તને છોડી ગયો છે; માટે નકામી હેરાન ન થા; તું કહે તે વખતે તારૂં દેવું ચુકવી તને તેડી જવા હું ગાડી મોકલું.

ચીઠ્ઠી વાંચી રહી કે તરત લશીંગટન આવી પહોંચ્યો; તેણે માથે હાથ દઈ કહ્યું:

"૧૫૦ પૌંડ મેળવી તેને બમણા ચોગણા કરવા હું જુગાર ખેલવા ગયો; અને હતું તેય ગુમાવ્યું; પણ ફિકર નહિ; આપણી સાખ ૩–૪ મહિના તો ચાલશે ને?"

"અરે ૩–૪ દિવસથી છેક ખલાસ થઈ ગઈ છે......" કહી મેં તેને બધી વીતક સંભળાવી; પણ મેં તેને જરાય ઠપકો દીધો નહિ.

લશીંગટન મુંઝાઈને ઓરડામાં આંટા મારવા લાગ્યો, એટલામાં તેના હાથમાં નવાબ સાહેબની ચીઠ્ઠી પડી, તે વાંચી તેણે કહ્યું:

"એમ! તેં તેનું રક્ષણ સ્વીકારવા વચન આપ્યું છે?"

"એમ ઉશ્કેરાઈ નહિ જાઓ; નવાબ તો બે મહિનાથી મારી પાછળ પડયો છે; પણ હું તમને છોડી ગઈ?"

"તો હું તને એક ઉપાય બતાવું?"

"શો?"

"એજ કે નવાબ પાસેથી દેવું ચુકવવાને બહાને જેટલું નાણું મંગાવાય તેટલું મંગાવ; તે લઈ આપણે સીધાં લંડન ઉપડી જઈએ."

"એડવીન હું વારાંગના છું પણ લુટારૂ અને ચોરટી નથી," મેં ડોળા કાઢીને કહ્યું: "મેં તને ઉડાઉ અને ડહાપણ વગરનો ધારેલો; પણ તું આવો મવાલી હશે એવો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો."

"અને મને મવાલી કહેનાર, સ્ત્રીને બદલે કોઇ પુરૂષ હોત તો હમણાં મેં તેનું માથું ફોડી નાંખ્યું હોત."

"દારૂ ઉતરી જશે ત્યારે પસ્તાશે..."

"હું સમજું છું કે શ્રીમંત નવાબને પકડવા તું મને ખરતો કરવાનાં બહાનાં શોધે છે."

એમ કહી, તે રીસાઇને સુઇ ગયો પણ મને આખી રાત ઉંઘ નહિ આવી; સવારે જોઉં છું તો લશીંગટન મારા કરતાં વહેલો ઉઠેલો; નાસ્તો ખાતાં ખાતાં તેણે ગઇ રાતના બનાવ માટે પશ્ચાતાપ દર્શાવ્યો અને દારૂની અસરમાં ગમે તેવું બોલાયું હોય તે માટે મારી માફી માગી, અને નવાબ સાથે રહેવા જવું હોય તો તેમ કરવાની તેણે મને રજા આપી.

એટલે મેં નવાબને ચીઠ્ઠી લખીને સાંજના ૩ વાગે મને તેડવા ગાડી મોકલવાનું જણાવ્યું; પણ ચીઠ્ઠી લઇ જનાર કોઇ માણસ ન મળે; લશીંગટને એક માણસને ૭ વાગ્યામાં કશેક મોકલેલો, બીજા માણસને પણ કંઇ કામે મોકલેલો ત્યારે મારે ચીઠ્ઠી મોકલવી કોની સાથે? હજી તો હું વિચાર કરૂ છું તેટલામાં બારણામાં એક ગાડી આવીને ઉભી; લશીંગટન વહેલો વહેલો ગાડી પાસે ગયો અને નોકરના હાથમાંથી પરબીડીઉં લઇ દીવાનખાનામાં જઇને બેઠો; તરત હું પાછળ ગઇ, જોઉં છું તો તે નોટના થોડા ગણતો હતો. તેણે હસીને કહ્યું:

"આ રહ્યા, તારા નવાબે ૧૦૦૦ પોંડ મોકલ્યા, ચાલ હવે લંડન જઇને મઝા કરીએ."

"તેં મારા નામે ચીઠ્ઠી લખીને ખોટી સહી કરીને નાણું મંગાવ્યુ કેની? તું મવાલી અને બદમાસ નહિતો બીજું શું?"

મવાલી કહે, બદમાશ કહે, પણ તારા નવાબ પાસેથી નાણાં મેળવવાની સોનેરી તક જતી કરવાનું મને વ્યાજબી લાગ્યુ નહિ અને તારે તો શાહુકારની દીકરી જેવાં રહેવુ હતું? બદમાશ લેણદારોને આમાંથી હું એક ફાધીંગ પણ આપવાનો નથી."

અમે થોડી વાર તકરારમાં રોકાયાં એટલે નવાબની ગાડી પણ જતી રહી; તે જોઇ લશીંગટને વળી હસીને કહ્યુઃ

"ડીઅર રોઝ; તારે નસીબે તો હવે નવાબ પણ નથી રહ્યા ખાલી ગાડી પાછી ફરવાથી નવાબ સમજશે કે તેં તેને છેતર્યો છે; એટલે હવે તે તને સંઘરશે નહિ અને મારી સાથે રહ્યા વગર તારો છુટકો નથી; તારા પ્યારને ખાતરજ મારે એ યુકિત કરવી પડી છે."

"ભલે બીજાને હાથે મારી જે દશા થવાની હશે તે થશેઃ પણ હું તારા જેવા અપ્રમાણિક માણુસ સાથે કશો પણ સંબંધ રાખવા માગતી નથી."

અંતે મને છોડીને તે ચાલ્યો ગયો; જતાં જતાં મેં તેનુ હસ્ત-ધુનન પણ ન કર્યું.

# પ્રકરણ ૪૨ મું.

## નેતરનો ફટકો.

લશીંગટનના ગયા પછી મેં સર જેમ્સ થોર્નહીલને પત્ર લખી તેને બધી હકીકતથી વાકેફ કર્યો; અને મનમાં આશા રાખતી બેઠી કે તેને મારે માટે જો લાગણી હશે તો જરૂર મને તેડવા ગાડી મોકલશે. પણ કલાકો ઉપર કલાકો પસાર થયા; અને કોઇ પ્રકારની સહાય આવી નહિ; લશીંગટને તેની સ્ત્રીથી ગુપ્ત રહેવા માટે બંગલો મારાં નામ પર ભાડે રાખ્યો હતો; ગામમાં દુકાનદારોને ત્યાં મારા નામનાં ખાતાં ખોલાવ્યાં હતાં અને બધી ધીરધાર મારાં નામ પરજ ચાલતી હતી એટલે બધા માગનારા બંગલા આગળ અડંગો ઘાલી બેઠા; તેમાં વળી લશીંગટન ઓચિંતો આવીને ચાલ્યો ગયો તેથી તેઓને શક મજબુત થયો; એટલે બંગલામાંથી ચમકવાનું મારે માટે અશકય થઇ પડયું. તે દિવસ સવારની ટપાલમાં કંઇ ખબર આવી નહિ પણ અગ્યારેક વાગે બે બેલીફ આવ્યા; માગનારાઓએ મારી સામે પકડ-વોરંટ કઢાવ્યાં હતાં; તે પ્રમાણે તેઓએ મને પકડી. હવે માગનારાઓ કરતાં મને મારાં વફાદાર નોકર ચાકરોની ફિકર પડી એટલે કપડાં બદલવાને બહાને મારા ઓરડામાં જઇ એક દાસી અને નોકરને બોલાવી મારા વધ્યા સધ્યા દાગીનાનો દાબડો તેઓને સ્વાધીન કર્યો અને કહ્યું કે તે વેચી સાટીને તમારા બધાંના પગાર તરીકે વહેંચી લેજો.

પછી બેલીફો મને ગાડીમાં બેસાડીને ન્યુપોર્ટની કાચી જેલમાં લઇ ગયા. જેલમાં ગયા પછી મી: આલવનલીને મેં પત્ર લખી ને

નાણું મોકલવા જણાવ્યું. જેલમાં બે રાત સુખે દુઃખે ગુજર્યા પછી ત્રીજે દિવસે સવારે સર જેમ્સ થોર્નલી કે જે આજ ગામમાં રહેતા હતા તે મારી પાસે આવ્યા અને બોલ્યાઃ

"દિલજાની; બસ થયું હવે; ઉઠ અહીંથી; ચાલ મારી સાથે."

મને હર્ષનાં આંસું આવ્યાં; સેર જેમ્સ ઉર્ફે નવાબ સાહેબે મને છોડવીઃ લશીંગટને તેની સાથે દગો કર્યો હતો તે બીના તેના સમજવામાં આવી હતી. મને તે "આલબીયન હાઉસ" નામના પોતાના મહેલમાં તેડી ગયા અને તેની રખાત તરીકે હું રહી. તેજ દિવસે બપોરે તેણે પોતાના મહેતાને મોકલીને કાઉઝ ગામના મારા માગનારાઓનું બધું લહેણું ચુકવ્યું. બીજે દિવસે સવારે મને ૧૦૦૦ પૌંડનો ચેક આપીને તેણે કહ્યું કે "શહેરમાં જા, અને પૈએ પૈ ખર્ચી આવજે; જો એમાંથી કંઇ પણ બચાવ્યું તો હું ગુસ્સે થઇશ." મેં પણ તે હજાર પૌંડ કપડાં દાગીનામાં ખર્ચી નાખ્યાં, તે પછી બીજે દિવસે મી. આલવનલીનો જવાબ આવી પહોંચ્યો; ટપાલમાં તેણે મારી ઉપર ૨૦૦ પૌંડ મોકલ્યા હતા; અને જણાવ્યું હતું કે લેડી હોર્ટન તેના ધણી સર રાલ્ફ હોર્ટનનો ત્યાગ કરી તેની સાથે રહી હતી તથા સર રાલ્ફે ફારગતી અને નુકસાનીનો દાવો માંડેલો હોવાથી તે વધુ મદદ આપી શકે તેમ નહોતું. આ પત્ર મેં નવાબ સાહેબને બતાવ્યો; નવાબે મારા નિખાલસપણાથી રાજી થઇ મી. આલવનલી ઉપર ૧૦૦૦ પૌંડ મોકલી તેનાં રૂણમાંથી મને મુકત કરી.

મારી પાછળ પૈસા ખર્ચવામાં નવાબ ઘણાજ ઉદાર હતા; પણ થોડા દિવસના પરિચયથી હું તેની નબળાઇઓ જાણી ગઇ. તે બહુ

જીદ્દી, ક્રોધી અને આપખુદ હતા; તેની સામે જરાપણ ચું કે ચાં કર્યું તો ભોગજ ફરી વળ્યા સમજવા; મને લાગે છે કે હિંદુસ્થાન જેવા દેશમાં રહી આવ્યાથી તેનો સ્વભાવ એવો થઇ ગયો હશે. તે ખીજવાય ત્યારે બુમ બરાડા પાડી મેલે અને આખો મહેલ ગજવી મુકે; પણ પાછા ઠંડા પડતાંય વાર નહિ લાગે. અતિશય દારૂ પીવાની ટેવને લીધે તેનું કલેજું સડી ગયું હતું, અને કલેજાનું દર્દ ઉભરી આવે ત્યારે તે બહુ ચીઢીઆ થઇ જતા.

મહિનો એક વીત્યા પછી એક દિવસે નવાબે મને કહ્યું:

"આજે બપોરે મારા એક જુના દોસ્ત અહિં આવવાના છે અને આપણી સાથે તે થોડા દિવસ રહેશે; અમે હિંદુસ્થાનમાં બહુ વખત સાથે રહ્યા હતા ત્યારથી અમને દોસ્તી થઇ હતી."

તે મિત્ર છડા છે કે સ્ત્રી વાળા? વિગેરે પ્રશ્નો હું પૂછું તે પહેલાં દરવાજે આવીને અમને ખબર આપી કે બે ત્રણ મહેમાનો આવ્યા છે; એટલે નવાબ તેઓનું સ્વાગત કરવા ગયા અને હું શણગાર સજવા ગઇ; કેમકે નવાબે મને કાયમનો હુકમ આપી મૂકયો હતો કે તેના મિત્રો અને મહેમાનો આગળ મારે હંમેશાં પૂર ભપકામાંજ રજુ થવું.

શણગાર સજીને હું દિવાનખાનામાં ગઇ ત્યાં નવાબ મહેમાનો સાથે ખુશ ગુફ્તેગોમાં રોકાયા હતા અને પાંચેક મિનિટ ન થઇ તેટલામાં દરવાને આવીને કહ્યું કે મી. મોરીસ પધાર્યા છે!

મારા ધર્મપિતાનું નામ સાંભળી હું સ્તબ્ધ થઇ ગઇ. મારૂં અંતર ધ્રુજી ઉઠયું; પણ વિચાર કરવાનો અવકાશ નહોતો; નવાબે

મી. મોરીસ સાથે મારૂં ઓળખાણ કરાવ્યું; મી મોરીસ મારૂં દીન મુખ જોઇ સમય ચેતી ગયા અને અમે જાણે જીંદગીમાં પહેલી જ વાર મળતાં હોઇએ તેમ એકબીજાની ઓળખાણ પાડી.

ત્યાર પછી જમણવાર ચાલી અને મહેમાનોની હાજરીમાં મારે બેત્રણ કલાક સતત રહેવું પડયું. મેં કપડાં અને દરદાગીનાનો ગમે તેવો ઠઠેરો કર્યો હતો તો પણ હું એક રખાત હતી, રામજણી હતી, એ વાત કંઇ કોઇથી છુપી નહોતી; આ બે ત્રણ કલાક મી. મોરીસ માટે અને મારે માટે નરકયાતના જેવા પસાર થયા; જમી પરવારી ને પરોણાઓ બીજા ઓરડામાં કાફી પીવા ગયા, ત્યારે હું એકલી પડી. મારી આંખમાંથી પશ્ચાત્તાપનાં અશ્રુઓ ટપકયાં. કાફી પીને મહેમાનો આરામ લેવા પડયા; પણ મી. મોરીસ મારા દિવાનખાનામાં હું એકલી બેઠી હતી. ત્યાં આવ્યા લજ્જાથી મારૂં મુખ નીચે નમી પડયું. તેમણે કહ્યું.

"રોઝા; તને ખબર છે કે આજે અત્રે આ સ્થિતિમાં તને જોઇને મારાં હૃદયને કેવો આઘાત થયો છે? તું મારૂં ઘર છોડી ગઇ ત્યારથી હું તો એમજ ધારતો હતો કે તું ગમે ત્યાં હશે, પણ પવિત્ર જીવન ગુજારતી હશે. બીજી પણ એક વ્યકિત તારે માટે એવીજ આશા ધારણ કરી રહી છે."

"પિતાજી, મને માફ કરો હું છેકજ વંઠેલી છું, તમારા જેવા મહાનુભાવો મારે માટે સારૂં મત બાંધી શકે છે તે આશ્ચર્ય જેવું છે, હું કોઇનાં પણ સારાં મતને લાયકની રહી નથી. હું મોટી પાપિણી છું, મેં ગદ્દગદ્દ કંઠે કહ્યું.

"મારો આર્થર તારી પાછળ પ્રાણ પાથરે છે; મેં તેને એમજ કહ્યું હતું કે રોઝાને પશ્ચાત્તાપના પાવકમાં બળીને પાવન થવા દે અને પછી તેની સાથે લગ્ન કરવાની હું તને જરૂર રજા આપીશ."

"બસ કરો, બાપુજી, બસ કરો; મેં અભાગણીએ હંમેશાંજ હોઠે આવેલો અમૃત પ્યાલો ઢોળી નાંખ્યો છે..."

"પણ હવે તો તારે સમજવું જોઇએ કે આર્થરે તારી સાથે સંબંધ જોડવાની આશા છોડી દેવી જોઇએ."

"તમે તેને આ હકીકત કહેશો ?"

"જરૂર મારે કહેવીજ જોઇએ."

આ પછી મી. મોરીસ એએક દિવસ રહીને જતા રહ્યા; જો કે તેમનો અસલનો કાર્યક્રમ તો અમારી સાથે એક અઠવાડીયું રહેવાનો હતો.

થોડા દિવસ પછી નવાબનું કલેજાનું દર્દ ઉભરી આવ્યું; અને આપણે ગમે તેટલી સેવા ચાકરી કરીએ તોય તેને સંતોષ મળે નહિ; બધાં સાથે બધાંનાં દેખતાં ખીજવાયાજ કરે; ઘણો વખત દિવસને રાત મેં તેની ચાકરી કરી; પણ તેનો નગુણા તે નગુણાજ રહ્યા. આખરે એક દિવસ રીસાઇને હું બહાર ફરવા ચાલી ગઇ. ખાસા પાંચ છ કલાક ભટકીને હું પાછી મહેલે આવી. આવતાંની સાથેજ નવાબે મને ઉધડી લઇ નાખી.

"આટલો બધો વખત ક્યાં ગઇ હતી ?"

"ફરવા" મેં નસકોરાં ફુલાવી જવાબ આપ્યો.

"અને હું મરવા પડેલો તે તને સુઝતું નહોતું ?"

"હું ગઇ ત્યારે તો તમે સારા હતા; તમારી પાસે બેસી રહીને અમે તેટલું કરીએ તોય..."

"પણ તું કરીજ શું મરે છે જે?" એમ બરાડ મારીને તેણે તો પાસે પડેલી સોનાની મુઠવાળી નેતર લઇને મારે બરડે ફટકા લગાવી દીધા.

ફટકા મારતાં મરાઇ તો ગયા; પણ પછી તેના ટાંટીઆ ધ્રુજી ઉઠયા; સોટી તેના હાથમાંથી પડી ગઇ; મેં ક્રોધથી લાલચોળ આંખો કરી કહ્યું.

"જીંદગીમાં કોઇપણ પુરુષે મને મારી નથી; તમારે હાથેજ મેં પહેલવહેલો ફટકો ખાધો છે અને હવે તે છેલ્લોજ ગણાશે. મારે તમારી સાથે રહેવું નથી; હું જાઉં છું..."

મેં આમ છણકો કીધો એટલે નવાબ સાહેબ પાણી પાણી થઇ ગયા.

"રોઝ; માંદગીને લીધે હું ચીઢીઓ થઇ ગયો છું. હું બે હાથ જોડીને તારી માફી માગું છું. મને છોડીને ન જા."

"જુઓ, બરડા પર બે આંગળના સોળ પાડયા છે તે." કહી મેં તેને બરડો બતાવ્યો.

"સોળવાળા બરડા પર કાલે ૧૦૦૦ ગીનીની શાલ ઓઢાડીશ..."

"મારે શાલ નથી જોઇતી ફરીથી આવું નહિ કરવાનું વચન આપો તો બસ છે."

"વારૂ તેમ; ફરીથી તને આંગળી નહિ અડાડું."

આ પછી નવાબની તબીયત કંઇક સુધરી. માર્ચ મહિનો બેઠો હોવાથી ઋતુ પણ ખુશનુમા હતી એટલે મેં રોજ સવાર સાંજ ઘોડે બેસી કલાક બે કલાક ફરવા જવા માંડ્યું. એક દિવસે સમુદ્ર કાંઠે એક વહાણના સઢના ફડફડાટથી મારો ઘોડો ભડકીને ગમે તેમ નાઠો; કેટલીક વાર તો હું તેની યાળ પકડીને બાઝી રહી, પણ છેવટે પડી ગઇ, આ વખતે બાવીસેક વર્ષના કોઇ સુંદર યુવકે મને ઝીલી, પરિણામે તેની સાથે ઓળખાણ કાઢતાં જણાયું કે તે લોર્ડ ઇલ્ડરટન નામનો અમીરજાદો હતો.

ઘેર જઇ નવાબને મજકુર અકસ્માતની વાત કરી ત્યારે તેણે દીલસોજી બતાવવાને બદલે ખીજવાઇને કહ્યું:

"ઘોડે બેસતાં પૂરૂં આવડે નહિ અને અમીરજાદાઓ આગળ હલકાઇ બતાવવા ગઇ હશે......"

હું કંઇ બોલીજ નહિ, એટલે તો તેને વધારે ખીજવાવાનું કારણ મળ્યું. અને ખીજવાયા એટલે પાછી તરત સોટી હાથમાં લીધી. પણ મને ફટકો લગાવે તે પહેલાં મેં સોટી ઝુંટવી લઇને તેનાં બે ટુકડા કરી નાંખ્યા અને કહ્યું:

"તમારે મારાથી છુટા પડવું હોય તો અવશ્ય મને રજા આપી દો; પણ હવે જો પાછા સોટી ઉગામશો તો તેજ સોટી હું તમારા બરડામાં લગાવીશ."

નવાબ સાહેબ પાછા ખીસીઆણા પડી ગયા, અને એક બીજાને દરગુજર કરવાનું ફાર્સ વળી કલાકેક ચાલ્યું.

બીજે દિવસે લોર્ડ ઇલ્ડરટન મારી ખબર લેવા આવ્યો, તેની સાથે મેં ઠીક માયા મમતા બતાવી, કારણ કે નવાબ સાથે હવે કેટલો વખત ગુજરશે તે નક્કી નહોતું; બીજીવાર તે મળવા આવ્યો ત્યારે વાતવાતમાં મને જણાયું કે તેને તેના કાકાનો દર વરસે ૬૦૦૦ પૌંડની આવક જેટલી મીલ્કતનો વારસો મળેલો હતો. જુવાન અમીરજાદાનો સ્વભાવ પણ મને ગમ્યો.

પંદરેક દિવસ પછી હું ઘોડે બેસીને જરા દુર જંગલમાં ફરવા નીકળી ગઇ, ત્યાં ઝાડીમાંથી નીકળી ટોબી ગ્રેસને મારા ઉપર અણધાર્યો હુમલો કર્યો. મેં મદદ માટે પોકાર પાડવા માંડયા, તેવામાં ઓચિંતો લોર્ડ ઇલ્ડરટન આવી ચઢયો, તેણે ટોબી ગ્રેસનને મારીને ભગાડયો અને મને તેના ક્રુર પંઝામાંથી બચાવી. આ સાહસને પરિણામે લોર્ડ ઇલ્ડરટન મારી સાથે પ્યારમાં પડયો, મેં તેને ચુંબન કરવા દીધાં અને ફરવા નીકળું ત્યારે ત્યારે મળવાનું વચન આપ્યું. મારા ઘોડાવાળા ટોમસના હાથમાં મેં પાંચ ગીની મેલીને આજના બનાવ વિષે નવાબને કાને કંઇપણ સણસારો જાય નહિ એમ તેને કહ્યું.

ત્યાર પછી ફરવા જતી વખતે હું રોજ લોર્ડ ઇલ્ડરટનને મળું; એકાંત સાધીને અમે પ્રેમગોષ્ઠી કરતાં, હું તેનામાં મુગ્ધ થઇ હતી; તે મારામાં મુગ્ધ થયો હતો; તેના કહેવા પ્રમાણે મારાં સૌન્દર્ય સિવાય મારી આગલી પાછલી બીના જાણવાની તેને કંઇ જરૂર નહોતી. ઇલ્ડરટનનો પ્રથમ સ્ત્રી સંપર્ક મારીજ સાથે થયો હતો. એક દિવસ તેણે મને પૂછયું.

“તું નવાબને છોડી ને મારી સાથે રહેશે?”

" હા, જરૂર, પણ ક્યારથી ?"

" એક મહિનામાં મારી બેનના લગ્ન થનાર છે, ત્યાર પછી હું છેક સ્વતંત્ર છું......"

બે ત્રણેક દિવસ પછી ઇલ્ડરટન પાછો મળ્યો ત્યારે તે પ્યારનું સંપૂર્ણ સુખ અનુભવવા વિહ્વળ થઇ ગયો હતો; તેથી મેં તેને મારા શયનાગારની બાજુમાં આવેલા બગીચાનાં ગુપ્તદ્વારની કુંચી આપી અને રાતના અગીયાર વાગ્યા પછી આવવાનું કહ્યું; કારણ કે નવાબ માંદા હતા પણ રાતના પાસે હું બેસતી નહોતી, તેની સુશ્રુષા કરવા સારૂ એક નર્સને રાખવામાં આવી હતી.

સંકેત પ્રમાણે રાતના અગીયાર વાગે હું મારા શયનાગારમાં ગઇ; બત્તી બુઝાવી અને કપડાં કાઢી ઇલ્ડરટનની રાહ જોતી જરા સુતી; થોડી વારે બારણા આગળ ધીમાં પગલાંનો અવાજ સંભળાયો; ઇલ્ડરટન આવ્યો જાણી મેં બારણું ખોલ્યું અને જોઉં છું તો ઇલ્ડરટનને બદલે મવાલી ટોબી ગ્રેસન !

"મીસ રોઝ; તેં સ્વપ્ને પણ ખ્યાલ નહિ રાખ્યો હોય આજની રાત તારે એક નાદાન અમીરજાદાને બદલે મારી સાથે ગુજારવાની હશે." ટોબીએ કહ્યું.

હું તો સ્તબ્ધજ થઇ ગઇ. ટોબીએ આગળ ચલાવ્યું:

"જરા પણ બુમ પાડી અથવા સહેજ પણ મોટેથી બોલી તો તારૂં માથુંજ ફોડી નાખીશ....અને આ પીસ્તોલ જો; જરા પણ અવાજ...અને પરિણામ તું સમજી શકે છે."

"તું કહે તેમ કરવા તૈયાર છું; હું તને સ્વાધીન થાઉં છું; પણ તું મને મારી ના નાંખતો..." મેં ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું.

"કેવી ડાહી? એમ સીધી વાત કરને. મારે જીવતી રોઝા સાથેજ રંગરાગ ભોગવવા છે...ચાલ, આવ, ભેટ મને."

એમ બોલી ટોબી હાથ પ્રસારતો મારી પાસે આવે છે તેટલાંમાં ઇલ્ડરટન આવી પહોંચ્યો; મારા ઓરડાનું બારણું બંધ કરવાની સાવચેતી ટોબીએ રાખી નહોતી એટલે તે ફસાયો; તે સહેજ ચમકયો એટલે તેના હાથમાંની પીસ્તોલ મેં ઝુંટવી લીધી; પછી મેં અને ઇલ્ડરટને મળીને તેનાં બીજાં હથીયાર પણ લઇ લીધાં; તેના હાથ પગ બાંધ્યા અને ઉંચકીને ગુપ્તદ્વારેથી તેને બંગલા અને બગીચાની બહારના રસ્તા પર લઇ ગયાં; ત્યાં તેનાં પગનાં બંધનો કાપી નાંખ્યાં, સીધો સીધો ચાલ્યો જવાની તેને ધમકી આપી.

પછી અમે શયનાગારમાં ગયાં અને ઇલ્ડરટને મારી સાથે યથેચ્છ મોજ માણી.

---

# પ્રકરણ ૪૩ મું.

## વેરની વસુલાત.

લોર્ડ ઇલ્ડરટન સાથે એકાદ અઠવાડીયું ગુપ્ત સંબંધ ચાલ્યો હશે તેવામાં એક દિવસ નવાબ અગત્યનાં કામસર લંડન જવાનું કહીને ગયા. તે દિવસની તક સાધી ઇલ્ડરટન દિવસનાં મને મહેલમાં મળવા આવ્યો અને અમે દિવાનખાનામાં બેસી વાતો કરવા લાગ્યાં. વાતમાં ને વાતમાં જણાયું કે નવાબ પોતાની સાથે પોતાના જે વિશ્વાસુ માણસને લઇ જવાનું કહેતા હતા તેને તો ગામમાં ફરતો ઇલ્ડરટને જોયો હતો; એટલે મેં કહ્યું:

"જરૂર, દાળમાં કંઇ કાળું છે. નવાબને કંઇ વહેમ પડેલો હોવો જોઇએ."

"તો શું થઇ ગયું? હું તને આ ઘડીએ મારી સાથે તેડી જવા તૈયાર છું; પણ મારો વિચાર સાઉથેમ્પ્ટનમાં રહેવાનો હોવાથી હવે બેચાર દિવસ તું અહિં સુખે દુઃખે ગુજારી કાઢ."

એમ કહી ઇલ્ડરટન જવા ઉઠયો, પણ જતાં જતાં તે મને ભેટવાની અને ચુંબન કરવાની લાલચને રોકી શકયો નહિ; તેણે મને છાતી સરસી ચાંપેલીજ હતી, તેવામાં ભડાક કરતું બારણું ઉઘાડી સર જેમ્સ થોર્નલીએ–નવાબ સાહેબે પ્રવેશ કર્યો.

× × ×

પણ નવાબે તો ખીજવાયા વગર નરમાશથી વાત કરવા માંડી:

"એટલે રોઝ; તેં મને છોડી જવાનો ઠરાવ કર્યો છે."

"હાજી." મેં કહ્યું.

"વારૂ, લોર્ડ ઇલ્ડરટન, તમારા માર્ગમાં હું આડે આવવા માગતો નથી." નવાબે કહ્યું.

"તો મોટી મહેરબાની, સાહેબ." ઇલ્ડરટને કહ્યું.

"મને નનામો કાગળ મળ્યાથી વહેમ પડયો હતો તેથી તમને મેં પકડયાં છે; પણ તમો બેઉ સામે મને કંઇ દ્વેષ નથી; રોઝ ગમે તે આશક સાથે રહેવા સ્વતંત્ર છે; તમે ગમે તે માશુક રાખવા સ્વતંત્ર છો; અને મારાં દિલની ઉદારતાની ખાત્રી કરવી હોય તો હું દરખાસ્ત રજુ કરૂં છું કે તમે નામદાર સાઉથેમ્પટનમાં બંગલો રાખો તે આગમચ રોઝને વધુ બેચાર દિવસ અહિં રહેવું હોય તો તે ખુશીથી પોતાનું ઘર માનીને રહી શકશે." નવાબે પ્રસ્તાવ કર્યો,

ઇલ્ડરટનની સલાહથી મેં તે પ્રસ્તાવ કબુલ કર્યો, અને ઇલ્ડરટન વિદાય થયો.

મેં ધાર્યું હતું કે ઇલ્ડરટનના ગયા પછી નવાબ મને ઠપકો આપશે; પણ તેમ નહિ કરતાં તેણે કહ્યું!

"રોઝ, જરા મારી સાથે ફરવા આવશે તારી ખુશી હોય તો આવજે; નહિ તો તું સ્વતંત્ર છે."

મેં વિવેકથી હા પાડી અને મારા ઓરડામાં કપડાં બદલવા ગઇ; પણ જેવી હું ઓરડામાં દાખલ થઇ કે તરતજ ચારેક નોકરડીઓ યંત્રી જેવી મને બાઝી પડી અને મારાં અંગ પરથી તમામ

ઘરદાગીના તથા સારાં કપડાં ઉતારી લીધાં અને એક સાદો સાલ્લો મને પહેરવા આપ્યો; મારા કબાટ, ખાનાં, તથા બીજી ચીજોનો પણ સંપૂર્ણ કબજો લઇ લેવામાં આવ્યો. હું સમજી ગઇ કે સામું થવું નકામું છે. તેઓ મને ભિખારણની માફક રસ્તે રઝળતી કાઢી મેલવા માગે છે; એટલે મેં બેપરવાઇથી ઓરડામાંથી નીકળી ચાલવા માંડયું; પણ પેલી વંત્રીઓએ મને અટકાવી.

"ના, ના, નવાબ સાહેબે આપેલાં વચન પ્રમાણે તારે અહિં ત્રણ ચાર દિવસ મેહમાન તરીકે રહેવાનું છે."

એમ કહી બધીઓ મને પકડીને મહેલના ત્રીજે મજલે એક અવાવર એકાંત ઓરડીમાં લઇ ગઇ, તેમાં મને હડસેલી અને બહારથી તાળું માર્યું. ટુંકમાં તેઓએ મને કેદ કરી; એટલે નવાબનો ઇરાદો સમજી જતાં મને વાર લાગી નહિ અને કેદ ઉપરાંત કંઇ કંઇ જુલમ થશે એમ મેં સહેજે કલ્પી લીધું. થોડીવાર પછી તાળું ખોલી નવાબ મારી પાસે આવ્યો.

કેમ, સજા પુરતી મળી છે ને? તારા જેવી વંઠેલ રાંડ બીજી કોણ હોઇ શકે? મારૂંજ ખાઇને મારાજ મહેલમાં આશકને દાખલ કરીને મોજ ઉડાવવાની જોઇ મઝા? હું નીચે મરવા પડેલો કરાંઝયા કરૂં અને તું ખાસી વિલાસ કરે? બેશરમ, પાજી, ઓરત!"

"મને સોટીથી ફટકા મારીને તાબે રાખનાર શખ્સ તરફ હું બેદિલ થાઉં તેમાં નવાઇ લાગે છે?" મેં સામો જવાબ આપ્યો

"તો તરત મને છોડીને ચાલ્યા જવું હતું! મેં ક્યાં તને બળજબરીથી રોકી રાખી હતી?"

"બળજબરીથી નહિ તો કાલાવાલા કરીને પણ રાખી હતી ને?"

"એટલે તારે કાવત્રાં રચીને જુવાન આશકોને મારા ઘરમાં બોલાવી વેશ્યાવાડો માંડવો એમ? હું તેને જેટલી ચાહતો હતો તેટલીજ હવે ધીક્કારૂં છું; અને મારૂં વેર બરાબર વાળીશ."

"યાદ રાખજો, સર જેમ્સ, કે આ દેશમાં કાયદો અને ન્યાય છે."

"કાયદો અને ન્યાય બધું ઉંઘી જશે; લોર્ડ ઇલ્ડરટન પાછો મળે એવો સંભવ નહિ હશે ત્યારે તને છોડવામાં આવશે; ત્યાં સુધી તો તારે કેદમાં સડવાનું છે; અને ત્યાર પછી ભિખારણ તરીકે અહિંથી વિદાય થવાનું છે."

"જોઇશું!"

"જોશે શું? તને આશા હશે કે ઇલ્ડરટન તને શોધતો આવશે; પણ તે નાદાન પોટ્ટાને તો બનાવીને કેથે એવો પરદેશ મોકલી દઇશ કે તારો ને તેનો આ ભવમાં મેળાપજ ન થાય."

નવાબ ચાલ્યો ગયો અને મારી કેદી તરીકેની જીંદગી શરૂ થઇ. નોકરડીઓ મને વખતસર ખાવાનું આપવા આવતી; પણ ખોરાક હલકામાં હલકો લાવવામાં આવતો.

ચારેક દિવસ વીતી ગયા પછી એક દિવસે સાંજે દીવા વખતે મારા ઓરડાની બારીમાંથી ઝનનન કરતું એક તીર આવીને પડ્યું; તેની સાથે બાંધેલી ચિઠ્ઠી મેં વાંચી; તેમાં લખ્યું હતું કે "જો તમે આજે રાતના બાર વાગે તૈયાર રહેશો તો હું છોડાવીશ. લી. તમારો સેવક ટોમસ."

હું ખુશી થઇ. બારીએથી ટોમસને હાથથી ઇસારો કર્યો અને મધરાત પડવાની રાહ જોતી બેઠી.

રાતના બાર વાગ્યા એટલે દોરડાં સાથે બાંધેલું એક પાટીયું મારી બારીએ આવ્યું; હું તેપર બેસી ગઈ અને આસ્તે આસ્તે દોરડું સેરવાયાથી બે એક મીનીટમાં જમીન પર પહોંચી ગઈ; નીચે ઉતરીને ઉંચે જોતાં જણાયું કે ટોમસ છાપરાં પર ચઢયો હતો અને મારો છુટકારો કર્યો હતો; પાંચેક મિનિટ પછી છાપરાં પરથી ઉતરીને ટોમસ મારી પાસે આવી પહોંચ્યો અને બગીચામાંથી જેવાં અમે બહાર રસ્તાપર નીકળવા જઇએ છીએ તેવોજ ચાંદરણાંમાં સહેલ કરવા નીકળી પડેલો નવાબ અમને સામો મળ્યો. અમે બેઉએ સમયસુચકતા વાપરી તેને પકડયો અને મોઢે ડુચા મારી એક ઝાડ સાથે બાંધ્યો.

"કેમ નવાબ સાહેબ, કેવું વેર વાળ્યું ? અને હજીય વેર વાળીશ; યાદ રાખજો !" મેં ટાણો માર્યો.

રસ્તે જતાં ટોમસે મને કહ્યું કે, લોર્ડ ઇલ્ડરટન આ બનાવો વિષે કાંઇ જાણતા નથી; અને હું તેમને વિષે કંઇ જાણતો નથી. કાગળ પત્રો નવાબ પોતેજ લઇને ફોડતા હતા; તેણે મને ઠપકો આપ્યો હતો અને મારી હીલચાલ પર દેખરેખ રખાતી હતી; તોપણ મને લાગ્યું કે હું તમને છોડાવીશ તો લોર્ડ ઇલ્ડરટન તેનો બદલો આપ્યા વગર રહેશે નહિં, તેથી મેં જીવસટોસટનું સાહસ ગુપ્ત રીતે ખેડયું."

"તને જરૂર બદલો મળશે." મેં ખાત્રી આપી.

ટોમસને મારે કહેવું પડયું કે મારી પાસે એક પેની પણ નહોતી; તેથી તેણે પોતાની પાસેના ૧૨ પૌંડ મને આપી દીધા અને અમે સાઉધેમટન જઇ લોર્ડ ઇલ્ડરટનને મળ્યાં.

નવાબનો રોસ, ક્રોધ, વેર અને મારો છુટકારો એ બધી વાતો સાંભળી ઇલ્ડરટન આશ્ચર્ય પામ્યો. ટામસને તેણે ઇનામ આપ્યું અને પોતાની નોકરીમાં રાખ્યો.

પછી નવાબ પાસેથી મારી મતા કઢાવવા મને એક યુકિત સુઝી, તે મેં ઇલ્ડરટનને કહી, તેણે તે અજમાવી જોવા સંમતિ આપી અને પોતે પણ બનતી મદદ કરવા તૈયાર થયો. મારી યુકિતને અમલમાં મેલવા મેં હુશીયાર દરજીને બોલાવ્યો; અને તમાશામાં જવાનું બહાનું બતાવી મારે માટે મરદનો પોશાક જેમ બને તેમ જલદી શીવી લાવવા તેને વરદી આપી. દરજીના ગયા પછી પ્રેસવાળાને બોલાવ્યો અને તેને "લેફ્ટેનંટ ફ્રેડરીક લામ્બર્ટ, ૧૬ મી લાઇટ ડ્રેગુન્સ" એ નામનાં સુંદર કાર્ડ છાપવાની વરદી આપી. બીજે દિવસે પેટંટ લેધરનાં વેલીંગ્ટન બુટની જોડી ખરીદી; એક ચાબુક લીધી; બનાવટી વાળની કાળી ટોપી લીધી; ઇલ્ડરટન પોતે મારે માટે બનાવટી મુછ ખરીદી લાવ્યો; ઉપરાંત મને ઉતાવળ નહોતી તોપણુ ઇલ્ડરટને મારે માટે કપડાં અને દરદાગીના લીધા.

પોશાક, કાર્ડ, વિગેરે વખતસર મળીજતાં હું, ઇલ્ડરટન અને ટામસ સાઉથેમટનથી ન્યુપોર્ટ ગયાં; અમે મીસ્ટર અને મીસીસ જેમ્સનનાં નામે હોટલમાં ઉતર્યાં; ટામસ આ શહેરમાં રહેલો હોવાથી કદાચ ઓળખાઇ જાય; તેથી તેણેય બનાવટી પોશાક પહેર્યો હતો.

બીજે દિવસે સવારે મેં લશ્કરી અમલદારના જેવો પોશાક પહેર્યો; ઇલ્ડરટને મને મુછ ચોંટાડી આપી, કોટનો કોલર છાતી આગળ બંધ રાખવો કે ખુલ્લો તે વિષે ઇલ્ડરટને ખુબ મજાક કરી; અને

શીખામણ આપી કે માથું જરા ઉંચું રાખવું; અવાજ મરદના જેવો કાઢવો; વાત વાતમાં બેચાર ગાળ પણ બોલવી વિગેરે વિગેરે.

પછી અમે બધાં સાથે નીકળી પડયાં, સંકેત એવો હતો કે નવાબને ત્યાં મારે એકલીએ જવું પણ જો અડધા કલાકમાં તેના મહેલમાંથી હું પાછી નહિ નીકળું તો ઇલ્ડરટન અને ટોમસે નવાબની ખબર લેવા જવું.

રસ્તે જતાં યુવતીઓને મેં મારે માટે વાત કરતી સાંભળી કે કેવો ફાંકડો અમલદાર છે, બીજા પણ બે ત્રણ પ્રસંગ બન્યા જેમાં બધાએ મને પુરૂષ જાણીનેજ વાત કરી. મને લાગ્યું કે મારા ગુપ્ત વેશમાં કંઇ ખામી રહી નથી. છેવટે મેં નવાબ સાહેબના વિશ્વાસુ હજુરીઆને જોયો અને તેને પૂછ્યું:

"આલબીયન હાઉસ કયાં છે?"

તેણે મને રસ્તો બતાવ્યો, તે સુદ્ધાં મને ઓળખી શકયો નહિ. મેં તેને વળી પૂછ્યું:

"સર જેમ્સ થોર્નલી હમણાં મળશે કે?"

તેણે હકારમાં જવાબ આપ્યો, પછી મહેલ આગળ પહોંચતાં જણાયું કે નવાબ સાહેબ ફરવા નીકળતા હતા; મેં તેને પૂછ્યું:

"આ આલ્બીયન હાઉસ છે કે?"

"હા, કોનું કામ છે?"

"જરા સર જેમ્સનું કામ છે," કહી હું જાણે સર જેમ્સને ઓળખતીજ ન હોઉં તેમ સહેલાણીની માફક ચાબુક ફરકાવતી આગળ ચાલવા લાગી.

"એઇ મીસ્તર, ઉભા રહો, હું પોતે સર જેમ્સ છું."

"એમ કે?" કહી મેં મારૂં કાર્ડ તેના હાથમાં મેલ્યું.

"લેફ્ટેનન્ટ ફ્રેડરીક લામ્બર્ટ, ૧૬ મી ડ્રેગુન્સ," નામ વાંચીને તે મારા મોં સામું જોવા લાગ્યા.

"હાજી, તે મારૂં નામ છે, અને તેજ મારો ઓધ્ધો છે, કમબખ્ત હોઉં તો તમારી પાસે ખુલાસો મેળવ્યા સિવાય રહું." મેં લશ્કરી અમલદાર જેવું નાટક ભજવવા માંડયું.

"મીસ્ટર, એ શું બકો છો? શું એ શકય છે કે...?"

"શકય શું? ખીરીજ વાત છે. હું તે કમનસીબ સ્ત્રીનો ભાઇ છું, તેણે અમારાં ખાનદાનને કલંક લગાડયું છે તેથી તે મારી બેન થતી મટી ગઇ નથી, તે ગમે તેવી પતિત હોય તેથી તમે તેનાપર જુલમ ગુજારી શકો નહિ, મને ખુલાસો આપો, સાંભળો છો કે સાહેબ?"

"હા, સાંભળું છું, પણ મીસ લામ્બર્ટને કોઇ ભાઇ હતો એવી મને ખબર નથી."

"તમને ખબર ન હોય, કદાચ તે પોતાનાં ખાનદાનનું નામ આપતાં શરમાતી પણ હોય. પણ તેથી હું તેનો ભાઇ થતો મટી શકું તેમ નથી. સાહેબ. હું ખાનદાનનું ફરઝંદ છું. મેં ત્રણ દ્વંદ્વ યુદ્ધ કર્યાં છે; મેં ઘણાઓને ચાબુકે ફટકાવી નાંખ્યા છે; અને કમબખ્ત હોય તે તમને નહિ ફટકારે, સાહેબ. સાંભળો છો કે?"

"અરે, હા, ભાઇ, સાંભળું છું; તમે બરાબર મોટે અવાજે બોલો છો." નવાબના ટાંટીઆ ધ્રુજવા લાગ્યા.

"તો ખુલાસો આપો."

"શાનો? તમારી ફરીયાદ શું છે? જરા ધીમેથી બોલો. ધમ-પછાડા શું કરવા કરો છો?"

"મારી ફરીયાદ? જે ધણી મારી બેનને ફસાવી જાય તેની સામે એક તો ફસાવી જવાની ફરીયાદ અને તમે તો તેને મારી છે; કેદ કરી છે, લુંટી છે અને અનેક જુલમ કર્યા છે..." એમ કહી નવાબ સામે મેં ચાબુક ઉગામી.

"ચાબુકને નીચે બાળોને ભાઇસાહેબ; તમે જે વાત સાંભળી છે તે એકતરફી અને ખોટી છે."

"શું સાહેબ; તમે મને જુઠો કહેવાની હિંમત કરો છો? દાઝયા ઉપર ડામ? મને ખુલાસો આપો સાહેબ, નહિ તો દ્વંદ્વયુદ્ધ માટે તૈયાર થાઓ; તમારા જોડીદારનું નામ આપો; અલબત્ત, પીસ્તોલજ રાખવાની છે. દશ કદમપર, તમે કહો તો વીસ કદમ: વીસ કદમથી શીલીંગના સિક્કાને પણ મેં વીંધી નાંખ્યો છે; મારી બેનપર તમે કરેલા જુલમનો બદલો તમારાં લોહીથીજ લેવાશે."

નવાબ આવી ધમકીથી થરથરી ગયો તેણે પૂછ્યું:

"પણ તમારે જોઇએ છે શું તે કહોને?"

"મારે પૂરતો બદલો જોઇએ છે નહિ તો તમારા જોડીદારનું નામ આપો; તે પણ જાણશે તો ખરો કે લેફ્ટેનન્ટ ફ્રેડરીક બામ્બટ કોણ છે."

"હું બદલો આપવા તૈયાર છું; પણ..."

"પણ, બણ, નહિ ચાલશે; મને સંપૂર્ણ બદલો જોઇએ."

"પણ શું જોઈએ તે કહેશો કે નહિ ?"

"હા, મારી બેન સાથે તમે ચલાવેલી ગેરવર્તણુક માટે માફી પત્ર, અને તેની જે મતા હોય તે એક કલાકમાં, આ ગામની હોટેલમાં અમે ઉતર્યાં છીએ ત્યાં મોકલાવી આપો."

"તમારી બેનની મતા તો મેં આપેલી બક્ષીસો પૂરતીજ હતી."

"પણ બક્ષીસ તે કોની મતા ?"

"અરે, તમને કયાં ખબર છે; તમારી બેન રાતના મને ઝાડ સાથે બાંધીને નહાસી ગઈ હતી; મારી તબીયત એક તો ખરાબ હતી તેમાં રાત્રે મારે મોઢામાં ડુચા સાથે .."

"બદલો આપો; નહિ તો દ્વંદ્વ માટે તૈયાર થાઓ; મારો જોડીદાર પેલો વાડની પાછળ દેખાય."

"તું તો ભાઈ છેક તીખાં મરચાં જેવો ગરમ દેખું; વારૂ, પણ કોઈને કહેતો નહિ કે..."

"તે શું તમે મને શેખીખોર સમજો છો કે ? હું ખાનદાનનું બચ્ચું છું; તમે કાયદેસર વર્તશો તો આ બનાવની મારી બેન સિવાય કોઈને ખબર પડવાની નથી..."

"પણ જોની, લામ્બર્ટને નામે હોટેલમાં તારી બેનનો સામાન મોકલું તો મારા નોકર ચાકર અને ગામ લોકને વહેમ પડશે."

"કંઈ ફિકર નહિ; હોટેલમાં મી. જેમ્સનને નામે મોકલજો, પણ જો જો ભુલતા નહિ, માફીપત્ર પણ મોકલજો; એકજ કલાકમાં; નહિ તો મારે વળી આવવું પડશે, ત્યારે તો પછી દ્વંદ્વનીજ માગણી કરીશ.

"હા, ભાઇ, જા, તું કહે તેમ બધું હમણાં થશે."

હું નવાબ પાસેથી ચાબુક વીંઝોડતી નીકળી પડી; રસ્તે ઇલ્ડરટન અને ટોમસ મને મળ્યા; મારી સફળ થયેલી યુક્તિ અને નવાબ સાથે મને થયેલી વાતચીત સાંભળી તેઓ ખુબ હસ્યા; કલાકેકમાં મારી સર્વ મના તથા માફીપત્ર પણ આવ્યું.

પછી તેજ દિવસે ન્યુપોર્ટ છોડી અમે સાઉથેમટન ગયાં અને ત્યાંથી મેં નવાબ સાહેબને કાગળ લખ્યો કે લેફ્ટેનન્ટ લામ્બર્ટ તે બીજું કોઇ નહિ પણ હું રોઝા લામ્બર્ટ પોતે હતી. અને ભવિષ્યમાં નવાબ સાહેબ કોઇ સ્ત્રી ઉપર હાથ ઉઠાવશે નહિ.

પછી સાઉથેમટન છોડી અમે લંડન રહેવા ગયાં; ત્યાં ચેરીંગ ક્રોસથી ૮૦ માઇલ દૂર "માર્લો મેનર" નામની ઉત્તમ જગા અમે રાખીને રહ્યાં. મારા બધા આશકોમાં લોર્ડ ઇલ્ડરટનનો સ્વભાવ મારા સ્વભાવને બહુજ મળતો હતો; તેનામાં વધારે પડતી કામવાસના નહોતી; આવેશ નહોતો; તેમ કોઇ વાતનો ખાસ આદર્શ નહોતો; તે ઉદાર હતો પણ ઉડાઉ નહોતો; પોતાની આવક બધી ખર્ચી નાંખતાં તે પાછું ફરીને જુએ તેવો નહોતો; પણ તે કરતાં વધુ ખર્ચ કદી કરે નહિ; તે ભણેલો હતો; હુશિયાર હતો, બાહોશ હતો; અને સ્વસ્થ રહીને જીવનના ભોગવાય તેટલા ઉલ્લાસો ભોગવવાની માન્યતા ધરાવનારો હતો.

# પ્રકરણ ૪૪ મું.

## મીરઝા મહમદખાન

લોર્ડ ઇલ્ડરટન સાથે "માર્લો મેનર" (લંડનનાં પરાંમાં આવેલા બંગલાનું નામ) માં એકાદ મહિનો વીત્યા પછી હું એક દિવસ એડમંટનના બજારમાં કંઇ ખરીદી કરવા ગઇ હતી તે વખતે આર્થર બ્રીજીસ મને શોકના પોશાકમાં મળ્યો. તેને જોઇ લજ્જાથી મારૂં વદન નીચે ઢળી પડયું, રખાત તરીકે જીંદગી ગુજારતાં હું કોઇને જોઇને શરમાતી નહોતી, પણ આર્થરને જોઇને હું હંમેશાં લજવાઇ જતી. આર્થરે પૂછયું:

"રોઝ, તું પરણી ગઇ?'

"ના, જેઓ મને ઓળખે છે. તેઓ મારી સાથે પરણવાનો વિચાર કરે તેવા નથી."

"તારી ભૂલ થાય છે, એક જણ છે-જે હમણાં તારી આગળ ઉભો છે તે."

મારી આંખમાંથી આંસુ પડયાં. આર્થરે કહ્યુ:

"આપણે પ્રથમ મળ્યાં તે વખતથી મારૂં હૃદય મેં તને અર્પણ કર્યું છે; તે પછી તું ગમે ત્યાં ભટકી હોય, ગમે તેટલી ભ્રષ્ટ થઇ હોય, તો પણ મારા હૃદયમાં તારે માટે સ્થાન છે જ. તારી અવદશાની મને દયા આવે છે અને ગમે તે વખતે તને ઉગારી લેવા હું તૈયાર છું."

"થોડા વખતપર તમારા કાકા અને હું કેવા સંજોગોમાં મળ્યાં હતાં તે તેમણે તમને કહ્યું હશે."

"હા, પણ તેમણે તિરસ્કારની ભાવનાથી કંઈ કહ્યું નહોતું, પણ દયા ભાવથીજ કહ્યું હતું, તને ખબર નહિ હોય રોઝ, કે કાકાજી ગુજરી ગયા છે......"

"તમારા શોકના પહેરવેશથી અનુમાન કર્યું હતું ખરૂં."

"હું તેમની મીલ્કતનો શ્રીમંત વારસ થયો છું. જેણે મને અત્યંત ગરીબીમાંથી ઉગારી લીધો હતો તેને છોડી મને એકલાને તે દ્રવ્યનો ઉપભોગ કરતાં ગમતું નથી."

"તો પણ, તમારી સાથે મારે દંભ કરવો નથી, તમે ધારો છો તેમ કેવળ વખાની મારી હું અનીતિના ધંધામાં પડી રહી નથી શરૂઆતમાં મને દગાથી ફસાવવામાં આવી હતી, એ વાત ખરી, પણ ત્યાર પછી પ્રમાણિક પણે રોટલો રળી ખાવાની મને જોઇએ તેટલી તક મળી હતી, કેટલાક હિતસ્વીઓએ તેવી તક આપી હતી, પણ મારે હાથેજ મેં મારો નાશ કર્યો છે, સૌન્દર્યની શેખીમાં હું હંમેશાં ભાન ભૂલી છું."

"જો હજીય તારે પવિત્ર માર્ગે વળવું હોય તો હું તને સર્વ પ્રકારની ગોઠવણ કરી આપું. તારા આત્માનું કલ્યાણ સાધવામાં મને સંતોષ મળશે......."

"હું તમને હંમેશાં ચાહતી હતી, ચાહું છું અને ચાહીશ, પણ હું તમારી પત્ની થવાને જરાય લાયક રહી નથી. જ્યાં પડી છું ત્યાંજ મને મરી રહેવા દો."

"વારૂ, વિચાર કરીને જવાબ લખી જણાવજે. કાકાજીના બંગલાનું સરનામું તો તું જાણે છેને?"

" મારે વિચાર કરવાનો કંઇજ નથી, તમે કોઇ તમારા જેવી સદ્ગુણ સંપન્ન કન્યા શોધી લેજો, અને સ્મૃતિમાંથી મને ભુંસી નાંખજો."

આ જવાબથી આર્થરના દિલને જબરો આઘાત થયો, તે નિસાસા નાંખતો ચાલ્યો ગયો, તેના ગયા પછી મારી આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલ્યો, જો હું સદ્ગુણી રહી હોત તો હું કેવાં સ્વર્ગીય સુખ ભોગવતી હોત !

થોડા દિવસ પછી અમે સમુદ્ર તીરે રામ્સગેટ રહેવા ગયાં, ત્યાં એક દિવસ સાંજના ફરવા જતાં મેં લેડી લુસીઆ કાલ્થ્રોપને જોઇ. તે ક્ષયના રોગથી રીબાતી હતી, નોકર તેને પૈડાંવાળી ખુરશીમાં બેસાડીને ફેરવતો હતો, તેણે મને બોલાવી પૂછ્યું:

" તું મારી પાછળ પડી છે? મને બળતીને બાળવા આ ગામમાં આવી છે."

" નહિ, બાઇ સાહેબ, આપણો આ મેળાપ તદ્દન અકસ્માતિક છે, હું દુષ્ટ હૃદયની સ્ત્રી નથી."

" તો, જો, હું મરવા પડી છું, આ ગામમાં મારે વિષે કંઇ પણ ખરાબ વાત તારે મોઢેથી ફેલાવી જોઇએ નહિ."

" હું એવી ચુગલીખોર છુંજ નહિ, તમારા પિતા અને કોઇ પણ અહિં આવ્યાં છે?"

" મારા પિતા લોર્ડ ઇવલી બે વરસથી ગુજરી ગયા છે, કોઇ લંડનમાં બીમાર છે અને હું અહિં મરવા આવી છું......"

" વારૂ, પણ જેમીના માટે કંઇ......"

"તેનાં ભરણુ પોષણુ, વાંકડાની રકમ વિગેરેનો પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો છે." લુસીઆએ દાંત કચકચાવીને કહ્યું.

"જાણીને હું ખુશી થાઉં છું કે આખરે તમારાં હૃદયમાં માતૃત્વની લાગણીનો સંચાર થયો."

"તું મને મ્હેણાં મારવાજ આવી છે ને ?"

લેડી લુસીઆને ખીજવાયલી જોઇ તથા તેની તબીયતનો વિચાર કરી હું ચાલતી થઇ. લુસીઆ સાથે આ છેલ્લી મુલાકાત હતી; બીજે દિવસે તેની માંદગીએ ભયંકર રૂપ લીધું હતું અને તે ગુજરી ગઇ.

આ ગામમાંજ થોડા દિવસ પછી મને કેરોલીન સંમોર મળી; પેલા કંજુસ યાહુદી શાહુકારની દીકરી; જેને મેં તેના પિતાને સુપરદ કરી હતી; તે તેના પતિ સાથે યુરોપની મુસાફરીએ જતી હતી; તેનો કંજુસ પિતા ગુજરી ગયો હતો. કેરોલીને મારી બહુ ખાતર બરદાસ્ત કરી.

લોર્ડ ઇલ્ડરટનને વહાણુ ખેડવાનો બહુ શોખ હતો; તે વિષયનું તેને જ્ઞાન પણુ હતું; તેણે વહાણુમાં બેસી સહેલ કરવા જવાની દરખાસ્ત મારી આગળ મેલી; બેલમોરનો મારકવીસ બુડી ગયા પછી મને પોતાને વહાણુમાં બેસી સહેલ કરવા જતાં બહુ બીક લાગતી હતી; પણુ અકસ્માતો કંઇ વારંવાર તો થોડાજ થાય છે એમ વિચારી મેં હા પાડી.

વહાણુમાં ઇલ્ડરટન, હું, અને પંદરેક વર્ષનો એક ખારવાનો છોકરો; એટલાં જણુ ઉપડયાં; દરિયામાં લાંબે જઇ ગયા પછી સઢને

પવનની મજબુત ઓચિંતી ઝાપટ લાગી; તેથી વહાણે જરા ઝોક ખાધો અને તેની કિનારા પર બેઠેલો ખારવાનો છોકરો દરિયામાં ઉથલી પડયો; મેં કુદરતી પ્રેરણાથીજ સઢનું દોરડું જોરથી પકડી લીધું; છોકરાને બચાવવા ઇલ્ડરટન કુદી પડયો; તેને તરતાં આવડતું હતું પણ અગાધ પાણીનાં બળ આગળ મનુષ્યનું બળ કેટલું ? પરિણામે, છોકરો અને ઇલ્ડરટન બેઉ બુડી મુઆ; મને વહાણ ચલાવનાં આવડતું નહોતું એટલે મારીય તેવીજ દશા થતે; પણ તેવામાં કોઇ બીજું વહાણ આવી ચઢયું; તેણે મને બચાવી લીધી હતી એમ શુદ્ધિમાં આવ્યા પછી મને કહેવામાં આવ્યું હતું. દશેક દિવસ હું સન્નિપાતના રોગમાં સપડાઇ હતી; તે દરમ્યાન ઇલ્ડરટનનો પિતા રામ્સગેટ આવીને પોતાના પુત્રની લાશ લઇ ગયો હતો; મારાં દાગીના કપડાં વિગેરે રેહેવા દઇ; મારે માટે ૨૦૦ પૌંડ તે ડોસો આપી ગયો હતો.

સારી થયા પછી ઇલ્ડરટનના ખાનગી કાગળ પત્રો, દસ્તાવેજો વિગેરે તેના પિતા ઉપર મેં મોકલાવી આપ્યા; અમારા વફાદાર નોકર ટોમસને મેં સારી સરખી રકમ આપી દિલગીરી સાથે રજા આપી; ફક્ત એક રસોયણને રહેવા દીધી અને બ્રોડસ્ટેર્સ નામના એકાંત કસ્બામાં રહેવા ગઇ; આ તેજ ગામ કે જયાં મને જ્યોર્જ બોમોંટની પ્રથમ મુલાકાત થઇ હતી.

ઇલ્ડરટન પાછળ શોકનાં વસ્ત્ર પરિધાન કરી ત્યાં હું એકાંત–વાસ ગુજારવા લાગી; મારી પાસે પુંજી હતી; કમાવાની ફિકર નહોતી, પણ એકલાં વખત કેવી રીતે ગુજારવો ? એટલે મને મારાં સંસ્મરણો અથવા કુસ્મરણો, જે કહો તે,–લખવાનો વિચાર થયો, અને દિવસો

સુધી મેં તે કામ કર્યું લખતાં લખતાં એક દિવસ મને વિચાર આવ્યો કે આ સ્મરણો હું શા માટે લખું છું? જગતને એ વાંચીને શો બોધ મળશે? રૂપસુંદરી યુવતીઓ ચાહે તે વખતે ધનના વૃક્ષ ઉગાડી શકે છે, એવો ઉદ્દેશ મારાં લેખનનો છે? પણ એની વિરૂદ્ધનો બીજો વિચાર તરતજ ઉદ્ભવ્યો, સૌન્દર્યના પાયા પર ચણાયેલો રાજવૈભવ ક્યાં સુધી ટકી શકે? જ્યાં સુધી સૌન્દર્ય હોય ત્યાં સુધી! અને સૌન્દર્ય આખી જીંદગી તો ટકતું નથી. ત્યારે શું મારૂં સૌન્દર્ય જતું રહેશે? તો તો પછી સ્મરણો નવાં દ્રષ્ટિબિંદુએજ લખવાં પડશે–પણ સૌન્દર્ય જતાં ભૂખે મરતી થઇ જઇશ તો સ્મરણો લખાશે પણ શી રીતે? આવા વિચારોથી મને કંપારી છુટી અને ખુલ્લી હવામાં ફરી જીવને ઠેકાણે પાડવા હું સમુદ્રતીરે ફરવા નીકળી પડી.

સમુદ્રતીરે મી. આલવનલીનો અચાનક મેળાપ થયો; તે તેનાં દુઃખ રડયો; લેડી હોટંન સાથેના પ્રેમના કિસ્સામાં ફજેતી થયા ઉપરાંત હજારો પૌંડની તેને નુકશાની આપવી પડી હતી; ધુળ નાંખી, તેમ છતાંય લેડી હોટંન તેની સાથે રહી હોત તો! પણ તે તો આલવનલીને છોડીને કોઇ લશ્કરી અમલદાર સાથે નાતરે ગઇ હતી.

તે પછી શિયાળો બેસતાં બ્રોડસ્ટેર્સ છોડી હું લંડન ગઇ; અને પરાંમાં એકાંતમાં બંગલો રાખી રહેવા લાગી. એક દિવસ બાગમાં ફરતાં મારૂં ધ્યાન ગયું કે મારી પાછળ કોઇ યુવક ફરે છે; મેં તેને જોઇ લીધો, તે સીધો પાતળો, દેખાવડો એકવીશેક વરસનો તરૂણ હતો, તેણે મારી સાથે બોલવાનો પ્રસંગ ઉપસ્થિત કરવા કોશેષ કરી, મેં તેને ઉત્તેજન આપ્યું નહિ, પરંતુ આખી રાત મને તેનાં સ્વપ્નાં

આવ્યાં, કેમ જે આ તરૂણ ઇલ્ડરટનના જેવો દેખાતો હતો. બીજે ફરવા ગઇ તો ભાઇ સાહેબ, મારી રાહ જોઇનેજ બાંકડાપર બેઠેલા હતા, હું તેના તરફ જોવા વગર પસાર થઇ ગઇ, એટલામાં કોઇનો ઘોડો ભડકીને તોફાને ચઢયો, બાગમાં બેઠેલાં બધાં ગભરાઇને નહાસ-ભાગ કરવા લાગ્યાં, હું એક બાજુએ દોડી, અને ઘોડો પણ ચારે પગો ઉછાળતો મારી દિશામાંજ આવ્યો, આ વખતે પેલા તરૂણે મને ખેંચી લઇને ઘોડાની લાતમાંથી બચાવી લીધી. છેક પાસેથી જોતાં આ યુવક જાણે બીજો ઇલ્ડરટનજ દેખાયો, હું તેની સામે ધારી ધારીને જોવા લાગી.

"કેમ કંઇ ઓળખાણ પડે છે?" તેણે પૂછ્યું.

"મારા મહુંમને તમે બહુ મળતા દેખાવો છો."

'તે કોણ હતા?"

"લોર્ડ ઇલ્ડરટન, તમે તે કુટુંબના તો નથી ને?"

"ના, રે, ના, હું તો એક ગરીબ માબાપનું ફરઝંદ છું, તમે લેડી......"

"ના, ના, હું લેડી ઇલ્ડરટન નથી, પણ લોર્ડ ઇલ્ડરટન બુડી મુઆ તે વખતે વહાણમાં હું તેમની સાથે હતી."

"એમ! તમે મીસ લામ્બર્ટ છો કે?"

"હા, એક પાદરીની પુત્રી."

"અને મારૂં નામ બેન્ટલી છે, મારા પિતા પણ પાદરી છે, હું અહિં એક પરદેશી એલચીના સેક્રેટરી તરીકે નોકરી કરૂં છું, તમે કાલે મને મળશો તો હું તમને ઝુ લોજીકલ ગાર્ડન્સ બતાવવા તેડી

જઇશ, ત્યાં હમણાં પરદેશથી નવાં નવાં જોવા લાયક જાનવર આવ્યાં છે."

મેં હા પાડીને ચાલવા માંડ્યું, ઘેર ગયા પછી મને વિચાર આવ્યો કે આ નાદાન છોકરાને શું કામ મારી મોહિની લાગવા દીધી? બિચારો ગરીબ છે, એનાથી કંઇ મારો ખર્ચ પોષાવાનો છે? કાલે ફરવા તેડી જશે તેટલો ખર્ચ પણ બાપડાને ભારે પડવાનો છે.

છતાં વચન આપ્યા પ્રમાણે બીજે દિવસે હું તેની સાથે ઝુ લોજીકલ ગાર્ડન્સમાં ફરવા ગઇ. એન્ટની સાથેના વાર્તાલાપ અને સહવાસથી હું ખુશી થઇ, મેં તેને મારાં ઘરનું સરનામું આપ્યું, પછી તો પરિચય વધ્યો, એન્ટલી મારામાં વધુ અને વધુ મુગ્ધ થયા માંડ્યો, રોજ મને મળવા આવવા લાગ્યો, દોઢેક મહિનાને અંતે તેને કંઇ ૩–૪ દિવસની છુટ્ટી મળી, તે વખતે અમે રીચમંડ તરફ સહેલ કરવા ઉપડી ગયાં, એક હોટલમાં એન્ટલીએ બે ત્રણ દિવસ માટે ઓરડો ભાડે રાખી લીધો, અમે ખાધું પીધું ને મોજ કરી. એન્ટલીને મેં મારા સૌન્દર્યનો સંપૂર્ણ ઉપભોગ કરવા દીધો!

એન્ટલી–હવે આશક થયા પછી ફર્ડીનન્ડ એન્ટલી–ને મેં મારે ઘેર રોજ આવવાની છુટ આપી. દિવસે તે નોકરી કરે અને રાત મારી સાથે ગુજારે. મારો આ પ્રેમ સંબંધ વિચિત્રજ હતો, કેમ જે એન્ટલીની હું રખાત નહોતી, પણ એન્ટલી મારો રખાત હતો. હું તેને ખવડાવતી, પીવડાવતી ને મોજ કરાવતી; એકાદ બે પ્રસંગે તેણે મને કંઇ બક્ષિસ આપવા પ્રયત્ન કર્યો પણ મેં તે લીધી નહિ, અને તેની ગરીબ સ્થિતિ પ્રમાણે તેણે મારી પાછળ કંઇપણ ખર્ચ કરવો નહિ એમ તેને સાફ સાફ કહી દીધું.

થોડાક મહિના બેન્ટલી સાથે મોજ માણ્યા પછી મારી ત્રીજોરીનું તળીયું દેખાયું. દાગીના વેચી મારે ગુજરાન કરવું નહોતું; તેવામાં બેન્ટલીને સગાંનાં મરણને લીધે સ્કોટલેંડ જવું પડયું; એટલે મેં કોઇ સોનાની ચલ્લી શોધી કાઢવાનો વિચાર કર્યો અને બીજેજ દિવસે હું ઝુ લોજીકલ ગાર્ડન્સ જેવા ફેશનેબલ બગીચામાં ફરવા ગઇ.

બગીચામાં આજે શ્રીમંતો અને અમીર ઉમરાવોની ગીરદી હતી; કેમજે ઇરાનનો એલચી મીરઝા મહમદખાન પણ ત્યાં આવેલો હતો.

બગીચામાં ઘણા પ્રાંકડેરાવોની નજર મારાપર પડી; પણ મને તેઓની દરકાર નહોતી; મારે ઇરાની એલચીને જોવો હતો; અને તેને જોયો; તે ખાસો ઉંચો, કદાવર, પહોળી છાતીવાળો, માંજરી આંખનો, ભૂરાવાળવાળો ઇશ્કી ટાઇટ, પાંત્રીશેક વર્ષની પૌઢ વયનો ચગોર રાજ્યનિતિ નિપુણ શખ્સ હતો. એલચીની નજર મારાંપર પડી અને તેની આંખમાં ચમકાટ તરવર્યો; તેણે વારંવાર મારા તરફ નજર નાંખી; તેથી લોકો પણ વળી વળીને મારા તરફ જોવા લાગ્યા; મેં શરમાળ બાળાની પેઠે નયનો નીચાં ઢળ્યાં અને બીજી બાજુએ ચાલી ગઇ; મીરઝા પણ મારી પાછળ પડયો; બગીચામાં મને તેની સાથે બેચારવાર ભેટો થઇ ગયો; બધી વાર તેની અને મારી દ્રષ્ટી મળી. પછી હું ઘેર આવવા નીકળી; થોડી વારે પાછળ ફરીને નજર કરૂં છું તો મીરઝાંના એક અંગ્રેજ હજુરીઆને મેં જોયો; મેં આગળ ચાલ્લાજ કીધું; છેવટે એક નીર્જન ગલીમાં તેણે, મને પકડી પાડી. તેણે કહ્યું:

"બાઇ સાહેબ, જરા ઉભા રહો તો મારે તમારી સાથે વાત કરવી છે."

"તમે કોણ છો!" મેં પૂછ્યું.

"મારૂં નામ પીટરસન છે; હું ઇરાની એલચી મીરઝા મહમદ ખાનનો નોકર છું; અને તમો "મીસ લામ્બર્ટ" છોને?"

"હા; તમે મને કેવી રીતે ઓળખો?"

"હું પહેલા લોર્ડ ઇવલીનો બટલર હતો; તે વખતે તમે તેને બેચારવાર મળવા આવ્યાં હતાં; ત્યારપછી કેપટન ફ્રેડરિક સાથે મેં તમને ફરતાં જોયાં હતાં........."

"વારૂ, હવે તમારે વાત શી કરવી છે?"

"વાત જરા નાઝુક પ્રકારની છે; તમે ગુસ્સે નહિ થાઓ તો કહું."

"બોલો."

"મીરઝા તમારા પર મોહી પડયો છે. અને તમારી મુલાકાત ચાહે છે."

"કયાં? કયારે? કેવી રીતે?"

"સાંજના તેના ખાનગી બંગલે તમે આવો અથવા તમારે ઘેર તે આવે."

"વારૂ, આજે સાંજના ૭ વાગે હું મીરઝાને બંગલે આવીશ."

સાંજના હું સોળે શણગાર સજીને તૈયાર થઇને બેઠી; પીટરસન મને ગાડી લઇને તેડવા આવ્યો; તેની સાથે હું ગઈ. રસ્તે વાતચીતને

વાતમાં જાણી લીધું કે મીરઝા ખપ પૂરતું અંગ્રેજી બોલી જાણે છે પણ સમજી શકે છે ઘણું.

ગાડીમાંથી ઉતરતાં બે ત્રણેક ગુલામો મને લેવા આવ્યા; તેઓ મને એક વિશાળ દિવાનખાનામાં લઇ ગયા; જ્યાં ખુરશી ટેબલો નહોતાં; પણ કિંમતી ગાલીચા અને ગાદી તકીઆ બીછાવેલા હતા, ખાવાપીવાનું ફળફળાદી સર્વ મનમાનતું અને જોઇએ તેટલું હતું, દિવાનખાનામાં મને દાખલ કરીને ગુલામો બહાર ચાલ્યા ગયા, મીરઝા ગાદીપર પલાંઠી વાળીને બેઠેલો હતો અને ગડડડ ગુડુડુડુ હુક્કો પીતો હતો. તેણે મારો હાથ લઇને ચુમ્યો અને મને છેક પાસે બેસાડી. મુસલમાન હોવા છતાં તે પાણીની જગ્યાએ શેમ્પેન પીતો જણાયો. થોડી આડી તેડી વાત કર્યા પછી તે મૂદ્દા પર આવ્યો અને મને રખાત તરીકે રાખવા દરખાસ્ત મેલી; મેં તે સ્વીકારી, તે મને ભુજ ભરીને ભેટયો અને રાત્રે ૧૦ વાગે હું ઘેર ગઇ. બીજે દિવસે સવારે મારી રસોયણને પગાર ઉપરાંત બક્ષિસ આપી મેં વિદાય કરી; ઘર, સરસામાન બધું થોડીવારમાં કાઢી નાંખ્યું; અને દશ અગીયાર વાગ્યામાં ફરાગત થઇ મીરઝાના બંગલામાં જઇ બેઠી. બંગલામાં નોકર ચાકરોમાં ૮ કાળા ગુલામો હતા; પણ મારા ગયા પછી મેં એક અંગ્રેજ રસોયણ અને એક અંગ્રેજ દાસી રખાવ્યાં; હજુરીઆ અને ઘોડાવાળા અંગ્રેજો હતા; મીરઝાની ઓફિસ—એલચીખાતું-પોર્ટમન સ્કવેરમાં હતી; ત્યાં તે દિવસે બેચાર કલાક જઇ આવે અને બાકીનો વખત બંગલામાં મારી સાથે ચેનબાજીમાં ગાળે.

મને બધી બાજુનું સુખ દેખાયું, પણ એક બાજુનું જાલીમ દુઃખ હતું; મીરઝા મને બહાર નીકળવા દેતો નહિ; તે મને મુસલમાની ઝનાનાની પેઠે ઝનાનખાનાંમાંજ રહેવા કહેતો હતો; એટલું સદ્‌ભાગ્ય કે મને બુરખો પહેરવા આગ્રહ ન કર્યો; બાકી તેમ કરવા તેણે કહ્યું તો હતુંજ. નવું સવું હતું ત્યાં સુધી તો મને ગમ્યું; પણ પછી એકાંતવાસનો કંટાળો આવવા લાગ્યો; એટલે બીજો કંઇ ઉપાય નહિ હોવાથી મેં મારાં સ્મરણોની પોથી લખવામાં વખત ગુંજારવા માંડયો. એમ બેએક મહિના વીત્યા કે એક દિવસ મીરઝાંએ મને પૂછયું:

"જાની, હવે વિલાયતમાં રહેવાની મારી અવધ પૂરી થવા આવી છે; જો તું મારા દેશમાં આવશે તો હું તને મારી બીબી બનાવીશ. જો મારી સાથે તારૂં દિલ હજી નહિ લાગ્યું હોય તો તારે ખાતર હું વિલાયતમાં થોડાંક અઠવાડિયાં રહું."

"નામદાર, તમે મારી આગલી પાછલી થોડી ઘણી તો જાણતા હશો; છતાં મને બીબી બનાવશો?"

"અરે, તું અમારા મુસલમાની રાહરસમ જાણતી નથી; તું એક ખુબસુરત પરી છે; મુસલમાનો કોઇબી ઓરતની આગલી પાછલીની દરકાર કરતા નથી; જેના ઉપર દિલ લાગે તેને તેઓ બીબી બનાવી શકે છે; તું વેશ્યા હોય તેથી મારી બીબી બનવાને નાલાયક ઠરતી નથી."

મીરઝાની દરખાસ્ત તો ઠીક હતી; પણ મને માતૃભૂમિ છોડીને ઇરાન જેવા અર્ધજંગલી દેશમાં જવાનું ગમતું નહોતું; વળી મારા પિતા પાગલખાનાંમાં હતા; તેમને કોઇવાર ભાન આવે અને મને મળવા ચાહે તો? મારો સીરીલ અમેરિકા ગયો હતો; તેની પણ મને ચિંતા થતી હતી; વળી મીરઝાના દેશમાં તેનાં ઝનાનખાનામાં અનેક બીબીઓ હોય તેમાં વળી હું એક વધારાની થઇને તબેલામાં પડું; એ મને ઠીક લાગ્યું નહિ.

હું ચુપ રહી એટલે મીરઝાએ કહ્યું; "વારૂ, વિચાર કરીને જવાબ આપજે, તારા દેશના રીવાજ પ્રમાણે તારી સાથે મહેમાનોની મુલાકાત કરાવવાનો મને ખ્યાલ હતો, પણ આજ સુધી તેમ બની શકયું નથી, તેથી આજે સાંજે મારા એક અંગ્રેજ દોસ્ત સાથે મુલાકાત કરાવીશ તે એક લાયક તરૂણ છે."

સાંજે સાત વાગે હું શણુગાર સજીને મેહમાનને આવકાર આપવા તૈયાર થઇને બેઠી અને મીરઝા વખતસર આવ્યો, તેણે મેહમાનને આગળ કરી મારી સાથે ઓળખાણ કરાવી. હું મેહમાનને જોઇને ચમકી, કેમજે તે બીજો કોઇ નહિ પણ મારો છેલ્લો આશક ફ્રડીનન્ડ બેન્ટલીજ હતો! અમારી સાથે તે બેત્રણ કલાક રહ્યો તેટલો વખત જાણે અમે બેઉ એક બીજાથી અજાણ્યાં હોઇએ એમ વર્ત્યાં તેના ગયા પછી રાત્રે મને તેનાં ને તેનાંજ સોણલાં આવ્યાં.

# પ્રકરણ ૪૫ મું.

## મોતને કિનારે

બીજે દિવસે સાંજે હું ઘોડે બેસીને ફરવા નીકળી, એકલી ફરવા જવાનો મીરઝાનો હુકમ નહોતો એટલે ઘોડાવાળો પણ સાથે હતોજ. બાગમાં મારા ધાર્યા પ્રમાણે બેન્ટલી મને મળ્યોજ, ઘોડાવાળો વિવેકથી દૂર ઉભો હતો એટલે અમે મૂખપર કંઇ પણ મનોભાવ લાવ્યા વગર વાતચિત કરવા માંડી. મેં કહ્યું:

"ફ્રડીનન્ડ, હું એક ખુલાસો કરવા આવી છું."

"ખુલાસો શાનો હવે? તું મને તજીને જતી રહી..."

"જો એમજ વાત કરવાનો હોય તો હું આ ચાલી..."

"ના, ના, ઉભી રહે."

"ત્યારે સાંભળ, મારી પાસે નાણાં ખુટી પડયાં તેથીજ હું મીરઝા કને રહેવા ગઇ."

"તે તો હું પણ સમજું છું; હું શ્રીમંત હોત તો તારા વિયોગનો આઘાત મારે કદીય સોસવો પડત નહિ."

"એ તો ઠીક; પણ તું આ મીરઝાને ત્યાંજ નોકરી હતો એમ તેં મને અગાઉ કેમ નહિ કહ્યું?"

"ખરી વાત એ છે કે હું તને મીરઝાનું નામ કહું તો તને તેને જોવાનું કુતુહલ થાય અને મીરઝા કદાચ તને જુએ તો.... અને મારી ગેરહાજરીમાં તેમજ થયું ને વળી!"

"આપણા આગલા પરચયનો મીરઝાને કઇ શક છે?"

"હું નથી ધારતો."

"મારી સ્થિતિ કેવી કફોડી છે તેનું તને ભાન છે? હું ખરેખર કેદખાનુ ભોગવી રહી છું; છતાં નાણાંની લાલચને લીધે મીરઝાનું રક્ષણે છોડી શકાય તેમ નથી."

"વારૂ, પણ તારા શયનાગારની બારી કઇ બાજુએ આવેલી છે?"

"એટલે તું શું કરવા માગે છે?"

"જો; મીરઝા કઇ તારીખે કેટલે વાગે કયાં હોય તે મને બધી ખબર આગળથી પડે છે: આજે રાત્રે એ કીવ ખાતે મેળાવડામાં જનાર છે ત્યાંથી રાતોરાત પાછો ફરી શકે તેમ નથી."

ફ્રડીનન્ડના આગ્રહથી હું સ્વાધીન થઇ અને મારા શયનાગારનો, બગીચાનો, વિગેરે અંતરાયોનો તેને નકશો સમજાવ્યો. ફ્રીને ઘેર ગયા પછી મીરઝાનો સંદેશો આવ્યો કે કાલ સુધી તે મને મળી શકે તેમ નથી.

તે પછી વખતસર હું શયનાગારમાં ગઇ; મધરાત પડતાં બત્તીઓ બુઝાવી, અને ફ્રડીનન્ડ સાથે કરેલી ગોઠવણ મુજબ સ્નાનાગારમાંથી તેને દાખલ કરીને (તે જમાનાનાં) "લિફ્ટ" જેવાં એક સાધનથી શયનાગારમાં લાવી અને તેના ભુજપિંજરમાં પૂરાઇ...

આ પ્રમાણે એકાદ મહિનો વીત્યો: જે દર્મ્યાન ફ્રડીનન્ડે મારી સાથે ૮-૧૦ રાત રંગ માણ્યો હતો. હું રોજ ફરવા જતી

ત્યારે લોકો સાથે વાતચિત કરવામાં એવી સાવધ રહેતી કે ઘોડા-વાળાને મારી વર્તણુક વિષે શક પડે નહી.

મીરઝામહમદખાને એક દિવસે સવારે મને કહ્યું કે "હું બે ત્રણ દિવસ એક ઉમરાવને ત્યાં બહારગામ જવાનો છું: જાની, તને એકલી છોડી જતાં હું દિલગીર છું: પણ મારે જવુંજ જોઇએ."

મને લાગ્યું કે આ કારણથી આજે રાત્રે ફ્રડીંનન્ડ આવશે: અને મધરાતે તે આવ્યોજ. પલંગમાં પડયા પછી મેં તેને પૂછયું:

"ફ્રડીંનન્ડ, તને ખાત્રી છે કે આપણાં આ ભોપાળાં વિષે કોઇને શક નહિ પડયો હોય."

"આપણી સાવચેતી એટલી બધી છે કે કોઇને વહેમ પડે નહિ."

"પણ કદી પકડાયાં તો માર્યાજ જોઇએ જો."

"કોઇ દહાડો નહિ અને આજે આવી વાતો તું કેમ કરે છે?"

અમારી વાતચીત આગળ ચાલે તે પહેલાં અમે કોઇના પગલાં સાંભળ્યાં: બત્તીનું એક કિરણ પણ ફ્રાટમાંથી ઓરડામાં પ્રવેશ્યું; અમે શ્વાસ બંધ કરી નિશ્ચેષ્ટ પડી રહ્યા; પગલાં ગુલામોનાં હતાં તે મેં પારખ્યાં. પણ બીનીટ બે મિનિટમાં મિરઝા પોતે પણ આવ્યો તે બોલ્યો:

"જો જીંદગી વહાલી હોય તો ગુપચુપ રહેજો. મારા બંગલામાં હું કંઇ ભોપાળાં ખુલ્લાં કરવા માગતો નથી. રોઝ, કપડાં પહેરી રહે ત્યારે બારણાં ઉઘાડજે."

પકડાઇ જવાથી હું ધ્રુજી ઉઠી: પણ ફ્રડીનન્ડ મને આશ્વાસન આપતો બોલ્યો: "રોઝ, ડીયર, ગભરા નહિ: મહેનત મજુરી કરીને હું તારૂં પોષણ કરીશ."

કપડાં પહેરીને બારણું ઉઘાડયા પછી મીરઝા એકલો ઓરડામાં આવ્યો; અને ફ્રડીનન્ડને સંબોધીને બોલ્યો:

"એન્ટલી: તું કાલાવાલા કરીને નોકરીએ રહ્યો હતો; તારાં ગરીબ કુટુંબની દયા જાણી મેં તને તારા માગ્યા કરતાં બમણો પગાર માંડી આપ્યો હતો; તે મારા ઉપકારનો તેં આવો બદલો વાળ્યો એમને?"

"સાહેબ, તે કરતાં પણ તમે વધારે ઉપકાર કર્યા છે તે હું કબુલ કરૂં છું; પણ મીસ લામ્બર્ટ સાથે તમારા કરતાં મને આગળની ઓળખાણ—ઓળખાણ શું?—પ્યાર હતો."

"તેથી શું થયું? એ ઓરતને મેં બીબી તરીકે રાખી હતી અને બીબી બનાવવા મેં તેને કહ્યું પણ હતું; તેનો તારે વિચાર કરવો જોઇતો હતો: તારો આગલો પ્યાર હતો માટે તું ગુપ્ત પ્રવેશ કરીને તેની સાથે મોજ કરવાનો હક ધરાવે છે કે?"

"ત્યારે હવે તમે કરવા શું માગો છો? તેજ કહી દોને." ફ્રડીનન્ડ બોલ્યો.

"મારી રખાત સાથે વ્યભિચાર કરવાથી મેં તને કાઢી મેલ્યો એ સાંભળી તારા ખાનદાન ઇઝ્ઝતદાર પિતાને ઘણું દુઃખ લાગે, હું ઇંગ્લેંડમાં છું તેટલો વખત તને હંમેશની માફક નભાવી લઇશ

અને જતી વખતે એક ઉમરાવ પાસે તને નોકરી મળે એવું ભલામણ પત્ર હું લખી આપીશ, અને રોઝ, તારે હમણાં ને હમણાં લંડન છોડી, પીટરસન અને એક દાસી સાથે પારીસ જવું પડશે, વિલાયતનું કામકાજ પુરૂં કરી ત્યાં આવીશ, ત્યાં થોડોક વખત ગુજારી હું મારે દેશ પાછો ફરૂં તે વખતે તારે મારી સાથે આવવું કે નહિ આવવું એ હું તારી ખુશીપર છોડું છું. જો તમે બેઉ આ શરત કબુલ કરો તો હું આ ભોપાળાંપર અંધાર પિછોડો ઢાંકવા રાજી છું."

અમે બેઉ જણે હા પાડી.

"ત્યારે એક બીજાને હસ્તધુનન કરી છુટાં પડો.' અમે તેમ કર્યું, ફરડીનન્ડે આંખનો ઇસારો કર્યો, મેં તેને ગુપચુપ ચાલ્યા જવાનો વળતો ઇસારો કર્યો, અને તે ગયો.

પછી મીરઝાએ મને કહ્યું, "રોઝ, ગાડી તૈયાર થાય છે તેટલો વખત હું તારી સાથે વાત કરવા માગું છું, પણ આ ઓરડામાં નહિ, કે જ્યાં પેલો પલંગ મારી નજર સામે રહે છે, બીજા ઓરડામાં ચાલ."

હું તેની પાછળ પાછળ ગઇ, તે મને એક અજાણી ભોંયરાં જેવી ઓરડીમાં લઇ ગયો, અને કંપારી ખાઇને હું પાછી હઠવા જાઉં છું તેવામાં બે ગુલામો મને પકડીને તે ઓરડીમાં ઘસડી ગયા. અહિં હવે મીરઝા મહમદખાને પોત પ્રકાશ્યું:

"કુલટા, ખબરદાર જો જરા પણ અવાજ કર્યો તો, આ ગુલામની તરવાર હમણાંજ તારૂં ડોકું ધડથી જુદું કરી નાંખશે"

"ઓ ખાન, મને બચાવો." મેં રડી પડીને કહ્યું. મારૂં હૃદય એકદમ ધડકવા લાગ્યું.

"સાંભળ, ઓ રંડા હવે તારી જીંદગી માત્ર ઘડી પળની છે, પણ તેટલામાં સાંભળી લે;" મીરઝા મહમદખાને કહેવા માંડયું: "તું શું એમ સમજી હતી કે તારી બદચાલ મેં માફ કરી હતી? પણ હવે તારે મરવાનુંજ છે, તારૂં અહિં ખુન કરવામાં આવશે તે જગત જાણવાનું પણ નથી, તેં વર્તમાનપત્રોમાં એક ફ્રેન્ચ નાઝનીના ભેદી ખુનની વાત વાંચી હશે, તેવુંજ બીજું ભેદી ખુન તારૂં થશે અને કોઇ કુતરાંને પણ ખબર પડવાની નથી કે કોનું અને કોણે ખુન કર્યું છે! તારો આશક તો જાણશે કે તું પારીસમાં છે, માટે હવે તારા ખુદાની બંદગી કરી લે."

મોતનો પયગામ સાંભળી હું કેટલું રડી કકળી, મેં કેટલા કાલાવાલા કર્યા, મારાં પાપ કેટલાં સંભાર્યાં, આખી જીદંગીમાં બનેલા બનાવો મારી મનોદ્રષ્ટિ સમક્ષ કેવા તરી આવ્યા! એ બધાંનું ભયાનક વર્ણન હું શી રીતે કરૂં?

"ચલાવ, સાવધ, તૈયાર." એટલા શબ્દો મીરઝા બોલતાંની સાથે ગુલામોએ મારા ગળામાં દોરીની ફાંસી નાંખી. પવનથી પાંદડું ફફડે તેમ હું ધ્રુજવા લાગી, મારા જેવા પાપી જીવથી આવા ભયંકર વખતે તો ખુદાની બંદગી પણ થાય? મારી જીભ જાણે સીવાઇ જવા લાગી, છતાં મોઢામાંથી મોતના જેવી એક છેલ્લી ભયંકર ચીસ પડાઇ ગઇ.

અને તેજ પળે ઓરડીનું બારણું ધડાક દઇને ઉઘડી ગયું.

એન્ટલી અંદર ધસી આવ્યો, અને મુર્ચ્છા ખાઇ હું તેના હાથમાં ઝીલાઇ પડી.

મને ભાન આવ્યું ત્યારે જણાયું કે હું મારાં જુનાં–મીરઝા મહમદખાનને ત્યાં જવા પહેલાંનાં–ઘરમાં હતી. મારી નર્સને પૂછતાં જણાયું કે હું એક મહિનો બેભાન પડી રહી હતી, અને કંઇ કંઇ લવારા બકારા કરતી હતી, પછી થોડીવારે બેન્ટલી પોતે આવ્યો, તે મને ભાનમાં આવેલી જોઇ ખુશી થયો. ત્યાર પછી બે દિવસે ફ્રડીનન્ડે મને બધો હેવાલ આપ્યો:

"પહેલેથીજ મીરઝા મહમદે પીટરસન, તેનો ઘોડાવાળો અને બીજાં માણસોને તારી જાસુસી કરવા મેલ્યાં હતાં એટલે આપણે પકડાઇ ગયાં તેનો તો તને ખ્યાલ આવ્યો હશે; પણ પકડાયા પછી મીરઝાએ જે દેખીતી ઉદારતા બતાવી તેમાં મને પાકો વહેમ પડયો હતો; તેથી પીટરસન મને દરવાજાની બહાર કાઢી ગયો તો પણ હું પાછો અંદર દાખલ થયો; એશીયાના માણસોની વેરની વૃત્તિનો મને કંઇક ખ્યાલ હોવાથી તારી જીંદગી માટે મને બહુ ધાસ્તી લાગી હતી અને મારે લીધેજ તું તેવા ભયમાં ફસી પડી તે માટે મારૂં હૃદય પણ મને ડંખતું હતું; એટલે મારૂં પણ જે થવાનું હોય તે થાય એમ વિચારી હું બંગલામાં ઘુસ્યો; પીટરસને મને અટકાવ્યો એટલે મારો વહેમ વધારે મજબુત થયો; પીટરસનને મેં મુક્કો મારી ગબડાવી દીધો અને હાંફ્લો ફ્રાંફ્લો અંદર બંગલામાં જોઉં છું તો એક ઓરડીમાંથી મેં પ્રકાશ આવતો જોયો; તેવામાં તારાં મોઢાંની ચીસ મેં સાંભળી..."

"અને મને બચાવી; પણ પછી શું થયું?"

"તારાં ગળામાંની ફાંસીની દોરી કાઢીને ફેંકી દીધી, કુદકો મારી ગુલામના હાથમાંથી તરવાર છીનવી લીધી અને બોલ્યા કે મારાં શરીરમાં લોહીનું એક ટીપું હશે ત્યાં સુધી હું બધાને પુરો પડીશ, આ જોઇ મીરઝા ઝંખવાણો પડી ગયો, તેવામાં પીટરસને આવી તેના કાનમાં કંઇ કહેવાથી તેણે પોતાની તરવાર મ્યાન કરી અને મને કહ્યું કે તે ફક્ત તને (રોઝાને) બીવડાવવા માગતો હતો અને નહિ કે મારી નાંખવા, પણ તે તો તેની કહેવાનીજ વાતો? આખરે પીટરસને વચ્ચે પડી ગાડી મંગાવી આપી તેમાં નાંખીને તને અહિં લઇ આવ્યો......મારે બધી વાત ગુપ્ત રાખવી હતી, પણ તેં કેટલાક લવારા બેભાનપણામાં કર્યા હતા...

"ફ્રડીંનન્ડ, તેં મને મોતમાંથી ઉગારી! હું તારો પાડ કેવી રીતે વાળું?"

"પાડ બાડ કંઇ નહિ; મેંજ તને મોતના ડાચામાં નાંખી અને મારાથી તું બચીઃ બસ ખુદાનોજ પાડ માન."

"પછી, મારી બેભાની દર્મ્યાન શું થયું?"

"મેં તારાં વસ્ત્ર દાગીના મેળવવા કોશેષ કરી; પણ કંઇ વળ્યું નહિ, કેમજે પહેલાં ત્રણ દિવસ તો તારી પાસેથી ખસાય તેમ નહોતું: ચોથે દિવસે હું બહાર નીકળ્યો અને જોઉં છું તો મીરઝા અને પીટરસન એલચીખાતું છોડી ચાલ્યા ગયેલા અને બંગલો પણ ખાલી કરી ગયેલા."

"ત્યારે તો હું તારે માથે પડી."

"કાંઇ ફિકર નહિ, ખુદા પુરૂં કરશે."

મને લાગે છે કે ફ્રેન્ચ નાઝનીના ખુનની વાત બહાર પડે માટે જ મીરઝા તરત નાસી ગયો.

મારી આ માંદગી બીજા બે મહિના પહોંચી એટલે ઇ. સ. ૧૮૫૦ નો અકટોબર મહિનો પૂરો થયો. ત્યાર પછી હું હરવા ફરવા શકિતવાન થઇ. આ માંદગીએ મારૂં સૌન્દર્ય નષ્ટ કર્યું અને આરસામાં જોતાં ગાલપર જુવાનીની સુરખીભરી લાલી પાછી આવતી દેખાઇ નહિ; એટલે કે સૌન્દર્યનું તત્ત્વ—જીવનનું-તત્ત્વજ—મારામાંથી નષ્ટ થયેલું મને સ્પષ્ટ જણાયું; હું સમજી ગઇ કે જુવાની હવે જવા લાગી છે.

પણ બેન્ટલીને મારાં સૌન્દર્યમાં કંઇ ફરક જણાયો નહિ; મારા દાંત સ્ફટિક જેવા ચકચકતા હતા; આંખોમાં ચમકાટ હતો; વાળમાં કાળાશ જેવી ને તેવી હતી; ગરદનની સીધાઇ અને સફેદાઇ કાયમ હતી; હાથની ગોળાઇ તેની તેજ હતી; શરીર સહેજ સુકાયું હતું; ગાલ બેસી ગયા નહોતા; એકંદરે ગોરવર્ણ જોવા પછી બેન્ટલીને સુરખીભરી લાલીયે કયાં જોઇતી હતી?

પણ મારા નસીબમાં તો બેન્ટલીનો પણ વિજોગ સર્જેલો હતો; પોતાના મિત્ર માર્ફત બેન્ટલીના પિતા રેવરંડ બેન્ટલીને ખબર મળી કે તેમનો કુળદીપક કંઇ ધંધો ચાકરી કરતો નથી, પણ કોઇ રાંડ રાખીને પડયો છે, એટલે તે બિચારા એક દિવસ દોડી આવ્યા,

તેમણે બાજુના ઓરડામાં બેસી ફ્રડીનન્ડને સમજાવ્યો કે "આ સ્ત્રીને (મને) છોડી દેશે તો તને ડાર્ટમથમાં સરકારી નોકરી અપાવીશ. જુવાનો ગમે તેવી સ્ત્રીઓ સાથે રહેવાથી જીંદગી બગાડે છે... માટે વિચાર કરીને કાલે મને છેવટનો જવાબ આપજે."

તેમના ગયા પછી ફ્રડીનન્ડ મને કહે છે:

"હું પિતાજીનું કહ્યું એક શરતે કબુલ રાખું, તું છાની માની ડાર્ટમથ આવીને રહેવા હા પાડે તો."

"ગમે ત્યારે જરૂર પકડાઇ જવાય અને પાછો આવોજ મામલો ઉભો થાય, વધારામાં એટલું કે તે વખતે તારી ઇઝત હમણાં જેટલીય ન રહે. માટે આપણે છુટાં પડવુંજ બેહેતર છે. હું તને ચાહું છું, તું પણ મને ચાહે છે, પણ તારાં ભલાં ખાતર હું મારાપર જે પડશે તે વેઠી લઇશ."

"અરે રે તારી શી દશા થશે?" ફ્રડીનન્ડ રડમસ થઇ બોલ્યો.

"તું મારી ફિકર ન કર, હું મારે વતન હોથોર્ન જઇશ, ત્યાં મારા મિત્રો છે તેઓ મને મદદ કરશે અને હું જીંદગી બીજી રીતે ગાળવા માગું છું."

"રોઝ, ડિયર, તારા આ શબ્દોથી મને દિલાશો મળે છે."

તે આખો દિવસ અને રાત ગુજર્યા પછી બીજે દિવસે ફ્રડીનન્ડનો અને મારો છુટાં પડવાનો વખત આવ્યો ? ઓહ! જીંદગીમાં તે પળ કદી ભૂલાવાની નથી, અમે ફરી કદી નજ મળ્યાં:, બેન્ટલી સાથે આર્થર બીજીસના જેવોજ મારો હાર્દિક સંબંધ થયો હતો તે તેના ગયા પછીજ મને સમજાયો.

# પ્રકરણ ૪૬ મું.

## જીંદગીના છેલ્લા દિવસો.

ફરડીનન્ડ બેન્ટલીને મેં મન મનાવીને વિદાય કીધો, પણ તેના ગયા પછી હવે મારે કરવું શું ? એ પ્રશ્ન ઉપસ્થિત થયો, મારી પાસે બેન્ટલીના આપેલા ફકત ૧૦ પૌંડ હતા, દાગીનામાં આંગળીપર રહી ગયેલી એએક વીંટી સિવાય કશું નહોતું, કપડાં પણ છેક સાદાં અને તે પણ પૂરતાં નહોતાં, એટલે આવા સંજોગોમાં વળી પણ કોઇ સોનાની ચલ્લી શોધી કાઢવા હું તત્પર થઇ, તે માટે હું બાગ બગીચાઓ જેવી જાહેર જગાએ ભપકો કરીને ફરવા લાગી. પણ મારે જોઇતું હતું તેવું એક પણ બિલ્લું હાથ લાગ્યું નહિ, જેઓ મારી તરફ પતંગીયાં જેવા આકર્ષાઇ આવ્યા હતા તે મને પસંદ નહોતા, આ દર્મ્યાન મેં મી. આનવનલીને લખી જણાવીને તેની પાસે ઉછીનાં નાણાં માગ્યાં, તે પોતે બીમાર હતો અને પૈસેટકે ખુવાર થઇ ગયેલો હતો છતાં તેણે ૫૦ પૌંડ મોકલી આપી મારી દરગુજર અને ખયર-ખાહીયત ચાહી.

દિવસો સુધી હું ગાલ રંગીને ફરી, પણ એક શ્રીમંત આશક મળ્યો નહિ અને મારો છેલ્લો પૌંડ પણ વટાવાઇ ગયો. મારા આગલા આશકો પાસે મદદ મેળવવા મેં પ્રયાસ કર્યો. કેપ્ટન બોમોંટની તપાસ કરતાં જણાયું કે તે દક્ષિણ અમેરિકામાં હતો, સર જેમ્સ થોર્નલી યાને નવાબ સાહેબને લખ્યું, પણ વળતો કડક જવાબ આપીને એક પેની પણ પરખાવી નહિ. ઘરવાળી ભાડાંની ઉઘરાણી ચાંપીને કરવા લાગી તેથી મેં એક વીંટી ગીરવી મેલીને તેનું ભાડું ચુકવ્યું.

બીજે દિવસે ફેલીકસ વેલેસ્લીને કાગળ લખ્યો, પણ મારો કાગળ, તેની સાથે ફેલીકસની પરણીયતની બૈરીએ લખી મોકલેલી ચિઠ્ઠી સાથે પાછો આવ્યો, મારાં અજાણપણામાં ફેલીકસને ઘેર હોળી સળગી હશે તે નફામાં. લોર્ડ આલ્બ્રેટનને લખવા વિચાર કર્યો, પણ કોર્ટ ગાઇડ જોતાં જણાયું કે તે ગુજરી ગયો હતો. કેરોલીન યાદ આવી, તેનું ઘર જડયું, પણ ત્યાં બીજાંજ રહેતાં હતાં અને તેઓ કેરોલીન કે તેના પતિનો પત્તો બતાવી શકયાં નહિ. પાછું બીજા મહીનાનું ભાડું ચઢી ગયું. તે બીજી વીંટી ગીરવી મેલીને ભર્યું. વળી પાછી મી. આસ્લવનલીને ચિઠ્ઠી લખી પણ કંઇ વળ્યું નહિ, કેમ જે તેની મિલ્કતપર ટાંચ આવી હતી અને તે યુરોપ નાસી ગયો હતો. મારી નાદાર સ્થિતિની ઘરવાળીને ખબર પડતાં તેણે હવે અગાઉથી ભાડું માગ્યું, નહિ તો ખાલી કરી જવા કહ્યું. તે દિવસે સાંજે હું એક ફેશનેબલ થીએટરના સેલુનમાં ચોહાન વેશ્યા તરીકે બેઠી અને પાંચ ગીની કમાઇ લાવી. છેવટે બજારમાં બેસવાનો વખત આવ્યો એમ જાણવાથી હું અર્ધી દિવાની જેવી થઇ ગઇ. મેં મારી માસીની દીકરી જોનાને પત્ર લખ્યો; તેના સેક્રેટરી તરફથી ઠપકા સાથે જવાબ આવ્યો કે જોના તેના પિતા કેપટન ફોર્ટેસ્કયુ સાથે યુરોપને પ્રવાસે ગયેલી હતી; તેમને આવી નબોજી અરજી મારે ફરીથી કરવી નહિ.

હવે તો મારે રોજ વેશ્યાવાડમાં જઇને બેઠા વગર છુટકો નહોતો; માનસિક યાતના હળવી કરવા મેં દારૂ ઢીંચવા માંડયો; આહાર વિહાર અનિયમિત થઇ જવાથી તથા કસરત બંધ પડવાથી તબીયતનો છેક ખુરદો થઇ ગયો એટલે ઘરાકોય બંધ થયાં; તો પણ કેથે

ગામડે જઇ રહી, સીવણ ભરત કે દળણાં દળી પ્રમાણિક જીવન ગુજારવાનો નિશ્ચય અમલમાં મેલવાની નૈતિક હિંમત ન આવી તે નજ આવી. આ વખતે વેશ્યાઓની છેવટની હાલત શી થાય તેનો મને સંપૂર્ણ ખ્યાલ આવ્યો; મારી આબાદીના વખતમાં કેટલીક રંડાએ મોં મચકોડીને મારે માટે જે ભવિષ્ય ભાખ્યાં હતાં તે ખરાં પડયાં. જીવને પળવાર શાંતિ નહોતી. આવું જીવન છએક મહિના ચાલ્યા પછી એક દિવસે સાંજે થીએટરની સામે આર્થર બ્રોજીસને મેં ગાડીમાંથી ઉતરતો જોયો; તેણે મને જોઇ કે ન જોઇ તે તો હું કહી શકતી નથી; પણ તેને જોઇને હું એવી તો સંતાપ ગઇ કે એ દિવસ ઘરબહારજ નીકળી નહિ. થોડાક વખત પરજ તેણે મારી સાથે લગ્ન કરવા છેવટની માગણી કરી હતી; તે પણ મેં હતભાગિનીએ તરછોડી કાઢી હતી એ વિચાર મારું કાળજું કોરી ખાવા લાગ્યો; પણ આ બધાં દુઃખમાંથી મુક્ત થવાનો મને એક રામબાણ ઉપાય સુઝ્યો, તેથી મારામાં સ્ફુર્તી અને ઉત્સાહ આવ્યાં, હું તરતજ આપઘાત કરવા નદીકાંઠા તરફ નીકળી પડી. દીવાની જેવી એવા જુસ્સામાં હું ઘરમાંથી નીકળી કે મારી ઘરવાળીએ મારો હાથ પકડયો તેને પણ ઝાટકી નાંખીને પૂર ઝપાટે રસ્તા પર આવી પહોંચી. રસ્તે મને લાગ્યું કે આટલી ઝડપે ચાલતાં પોલીસને કદાચ વહેમ પડશે અને અટકાવશે, તેથી મેં ગતિ ધીમી પાડી. દીવા વખત થઇ ગઇ હતી, દૂરથી મેં વોટલુ બ્રોજ (પૂલ) પરનાં ફાનસ જોયાં અને હવે હું મરવાની તેની ખરેખરી ફાળ પેટમાં પડી. કેરોલીનને આજ સ્થળે મેં આપઘાતની કોશેષ કરતી જોઇ હતી તે

અધો દેખાવ મારાં સ્મરણુપટ પર તરી આવ્યો. તો પણ હું આગળ વધી. એવામાં ઓચિંતો શોરબકોર થયો અને સેંકડો માણસનું ટોળું પૂલ પર થઇ ગયું. મને લાગ્યું કે હું જે ઇરાદે બહાર પડી છું તે ઇરાદો કોઇ મારાં જેવાજ દુઃખી આત્માએ અમલમાં મેલી દીધો છે. હું પણ લોકોનાં ટોળાંમાં ધુસી, જે માણસે આપઘાત કરવા પૂલ પરથી નદીમાં પડતું નાંખ્યું હતું તેની લાશ તરતજ ખલાસીઓએ બહાર કાઢી અને નદીકાંઠે લાવીને નાંખી. કેટલાક લોકો તલાશ કાઢવા લાગ્યાઃ "જુઓને કંઇ જીવ રહ્યો છે કે? શ્વાસ ચાલે છે કે?" પણ ખલાસીઓએ કપાળે હાથ દઇ કહ્યું, "બીચારો એવી રીતે પડયો કે પાણીના આઘાતથી ખોપરીજ તુટી ગઇ, પછી જીવ તે શાનો રહે?"

કુતુહલ થવાથી મેં મરનારનું મોઢું જોયું. જોઉં છું તો મારો ભાઇ સીરીલ! હું ચીસ પાડી ત્યાં ને ત્યાં બેભાન થઇ પડી.

મને ભાન આવ્યું ત્યારે જોયું કે હું હોસ્પિટલમાં હતી. નર્સે મને કહ્યું કે હું અઠવાડીયું થયાં સન્નિપાતમાં કંઇ કંઇ લવારા કરતી હતી. ભાન આવ્યા પછી પણ મારી હાલત સુધરી શું જે? સીરીલના જેવા નફકરા અને નફટ જુવાને કેવું જાલીમ દુઃખ પડ્યું હશે ત્યારે આપઘાત કીધો હશે! સારૂં હતું જે મા મરી ગઇ હતી અને બાપ ગાંડો થઇ ગયો હતો! નહિ તો આ દુઃખ સાંભળીને તેઓને જીવતાં જીવત મરણના જેટલી યાતના ભોગવવી પડતે. "દીકરાનો આપઘાત અને દીકરી હોસ્પિટલમાં!

ભાન આવ્યા પછી પંદરેક દિવસે હોસ્પિટલમાંથી મને રજા આપવામાં આવી. આ માંદગીની મારા શરીર પર ભયંકર અસર થઇ. હાથ પગ શરીર બધું ગળી ગયું; ડાચાં પણ છેક બેસી ગયાં અને ડોશી જેવી દેખાવા લાગી.

હોસ્પિટલમાંથી નીકળી હું ઘેર ગઇ; ઘરવાળીએ પહેલાં તો મને ઓળખી સુદ્ધાં નહિ અને પાછળથી ઓળખી ત્યારે ઘરમાં પેસવા ના કહ્યું. મારી ઓરડી બીજાને ભાડે આપી હતી અને મારી પેટીમાંથી તેનું ભાડું વસુલ થાય એટલી પણ વસ્તુઓ મળી નહોતી.

જે પોશાક સાથે હું આપઘાત કરવા નીકળી હતી તેજ મારાં દિલ પર હતો તે હવે સવારને વખતે એવો કઢંગો દેખાતો હતો કે રસ્તે લોકોએ ગોહાન મશ્કરી કરવા માંડી; કોઇ ગાંડી કહેતું; તો કોઇ કહેતું કે સવારમાં ક્યાં રંગ માણવા નીકળા પડ્યાં? વિ. વિ. તેથી એક જુનાં કપડાંવાળાની દુકાનમાં જઇ મારો પોશાક તેને આપી દીધો અને બદલામાં સાદો અને બીખારણને છાજે તેવો પોશાક લીધો.

ખરેખર હું ભીખારણજ થઇ હતી. રહેવાને ઘર નહોતું, પહેરવાને પુરતાં કપડાં નહોતાં, ખાવાનું લેવા એક પૈની સુદ્ધાં નહોતી. જે જુવાનીપર હું મુસ્તાક હતી, જે જુવાની આગળ અમીર ઉમરાવો સર ઝુકાવતા હતા, જે જુવાનીમાં હું હજારોની દોલત પળવારમાં મેળવતી હતી તે જુવાની પણ રહી નહોતી. હવે ક્યાં હતાં તે મારાં વિષયોત્તેજક નખરાં? ક્યાં હતું તે ગુલાબી બદન? બધું ખતમ થયું હતું!

ઇ. સ. ૧૮૫૧ ની શરદઋતુ ચાલતી હતી, શહેરમાં ભીખ માગતાં જે મળ્યું તે ખાઇને હું શહેર છોડી ગામડાંઓ તરફ નીકળી ગઇ. પરાંઓમાં જે જે બંગલાઓમાં હું રહી હતી ત્યાંથી પસાર થતાં મારી આંખોમાંથી સતત અશ્રુધારા વહેતી હતી. ઘાસની ગંજીમાં ભરાઇને શરદઋતુની ટાઢવાળી રાત્રીઓ પસાર કરવા લાગી. આગલી જાહોજલાલી અને આ દશાની સરખામણી કરતાં કોનું હૃદય ન પીગળે? પણ શું મને મારાં કર્મનાંજ વ્યાજબી ફળ નહોતાં મળતાં? મારા શત્રુઓને કુદરતે કરેલી સજાથી હું રાજી થતી હતી તે વખતે મને ખ્યાલ હતો કે મારે પણ કર્યાં કર્મનાં ફળ ભોગવવાંજ પડશે?

ગામડાંઓમાં મને ભીખથી પેટ પૂરતું ખાવાનું મળી રહેતું, શહેરના લોકો કરતાં ગામડાંના લોકોમાં મેં દયાનો ભાગ વિશેષ જોયો, કોઇ પણ લક્ષ્ય સિવાય આખો દિવસ હું ચાલ્યા કરતી અને રાત પડે ત્યાં વાસો રહેતી, શહેરભણી તો હું પાછી ફરીને નજર સુદ્ધાં નાંખતી નહોતી એમ ચાલતાં ચાલતાં એક દિવસે સાંજે હું એક નદી આગળ પહોંચી અને થાકેલી હોવાથી વિરામ લેવા બેઠી. આટલા દિવસમાં હું સખ્તમાં સખ્ત જીવન ગુજારવા ટેવાઇ ગઇ હતી, મારા દિલમાં ક્ષય હતો નહિ, રસ્તે ચાલતાં ગમે ત્યાં મરણ પામું તેની પરવા નહોતી, તેથી ખાવાપીવાનું મળે કે ન મળે તેનીય દરકાર નહોતી, આવી જાલીમ આફતમાં દિલાસો માત્ર મને એટલોજ હતો કે શહેરમાં જેઓ મારી આગળ સર ઝુકાવતા, બાગ બગીચે જેઓ મારાપર લાલસામયી દૃષ્ટિ નાંખતા હતા, તેઓ આગળ મારે ભીખ માગવી પડતી નહોતી, તેઓની તિરસ્કારપૂર્ણ દૃષ્ટિ મારે

સહન કરવી પડતી નહોતી અને ખાસ દિલાસો એ હતો કે વેશ્યા-વાડની કોઇ ગટરમાં મારી લાશ કુતરાં બિલાડાંની પેઠે નહિ પડે. જંગલમાં મરવાનું મને દુઃખ લાગતું નહોતું.

## કર્મનું ફળ નં. ૪

આવા તરંગોમાં હું બેઠી હતી તેવામાં નદીને સામે કાંઠેથી કોઇ તદ્દન ચીથરેહાલ અને રોગિષ્ઠ ભીખારીને મેં જોયો, તેના શરીરમાં માંસનું નામ નહોતું, કેવળ હાડકાં અને ચામડાંના ચાડીઆ જેવો તે દેખાતો હતો. તે આવીને નદીને સામે કાંઠેજ બેઠો, નદી માત્ર વીસેક ફીટ પહોળી હતી, આ ભીખારી બીજો કોઇ નહિ પણ હોરેસ રોકિંગહામ હતો. થોડીવાર અમે બેઉએ એક બીજાંને નીરખી લીધાં; પછી તેણે બોલવાની શરૂઆત કરી:

"આખરે આપણે સમાન સ્થિતિમાં મળ્યાં ખરાં."

"હા, આપણે બેઉ ભીખારી છીએ." મેં કહ્યું.

"આપણે બેઉએ એક બીજાંને ભીખારી કર્યાં છે."

"તેં મને ભીખારણ કરી એ વાત તો સાચી..."

"અને તું છેક નિર્દોષજ છે કેમ? કુલટા, તારાં પાપે મારા બાપને નાણાં નહિ મળ્યાં અને તે આપઘાત કરીને મુઓ. રંડા, તારાં પાપે મારાં લેડી લુસીઆ કાલથ્રોપ સાથે લગ્ન થતાં અટકયાં હતાં..."

"તેં મને પહેલી ભ્રષ્ટ કરીને મારાં જીવનનું જે સત્યાનાશ વાળ્યું હતું, તેના વેર પૂરતું તો હું કંઇજ કરી શકી નથી."

"અને પેલો તારો ભાઇ પણ સાળો આપઘાત કરીને મુઓ..."

"તું કેવાં સુખમાં મરશે તે ઇશ્વરેચ્છા હશે તો જોઇશ."

"તારો બાપ પણ પાગલખાનાંમાં સડે છે."

"તારા બાપે ઝાડ સાથે લટકીને આપઘાત કર્યો હતો, તેની દફ્‌ન ક્રીયા પણ તેં કુલાંગારે કરાવી નહોતી, તે કામ પણ મારે કરવું પડયું હતું."

"અને જાણે ડાહીડમરી કાચી કુંવારી સતી જેવી આર્થર બ્રીજીસને પરણવા નીકળી હતી કેમ?"

આ ટાણો મને સખ્ત લાગ્યો, ગાળાગાળીથી અટકી અને ચુપ બેઠી, પણ હોરેસે પિશાચી અટ્ટહાસ્ય કરી કહ્યું:

" ચાલ, જુવાનીમાં તો આપણે નહિ પરણ્યાં; પણ હવે પરણીએ, અને આપણી સંપત્તિ એકત્ર કરીએ. "

" મને લાગે છે કે તારાં કરતાં મારી પાસે વધારે સંપત્તિ છે."

" કેટલી? ભિખારી પાસે એક પેની હોય. આ રહી, મારી પાસે એક પેની છે. "

" પણ મારી પાસે ૮ પેન્સ છે; તારાં કરતાં મારી સ્થિતિ ૮ ગણી સારી છે. હું તારી સાથે શું કરવા પરણું? તું કયાં મારી સમાન સ્થિતિમાં છે?" એમ કહી હું પણ ડાકણ જેવી હસી.

" બાપરે, તારી પાસે ૮ પેન્સ?" એમ બોલી તે મારી પાસે આવવા નદીમાં પડયો.

પણ હું તેનાથી બીધી નહોતી; તેના કરતાં મારાં શરીરમાં કંઇક વધારે તાકાત હતી; પરંતુ તેવામાં દૈવયોગે ટોબી ગ્રેસન ત્યાં આવી પહોંચ્યો અને મારો પક્ષ લઇ તે હોરેસ સાથે બાઝયો. હું તે બેઉને પડતા મેલી નાસવા લાગી. હોરેસ મારી પાછળ આવતો હતો તેવામાં ટોબીએ તેના માથામાં મુક્કો લગાવી તેને નદીમાં ગબડાવી દીધો; હોરેસનું માથું પથ્થર સાથે અથડાઇને ફુટી ગયું; નદીનું પાણી લાલ લાલ થઇ ગયું; આ વખતે હોરેસની સ્થિતિ એવી દયાજનક થઇ પડી કે વૈરના વિચાર ભૂલી જઇ તેને હું બનતી સહાય આપવા ગઇ. ટોબી ખીસીયાણો પડીને નાસી જવા લાગ્યો: મેં બુમો પાડી; "પકડજો, પકડજો, ખુન, ખુન."

મારી બુમો સાંભળી આસપાસના ખેતર વાળા દોડી આવ્યા; તેઓએ ટોબીને પકડયો અને ખુનની જગ્યાએ આવ્યા. હોરેસનો પાપી આત્મા પળવારમાં પરલોક સીધાવી ગયો હતો. મને બળાત્કારે ભ્રષ્ટ કરનારા લગભગ બધાજ નરપિશાચોનાં મોત મારી નજર સમક્ષ દયાજનક રીતે થયાં, મારાં કર્મનો વિપાક થઇ ચુકયો હતો, હું ધ્રુજી ઉઠી, અરે પ્રભુ, તું મારૂં મોત પણ આવુંજ લાવશે કે સું ?

ગામડીઆઓ ટોબીને પકડી ગયા, મારી સાક્ષીની તેઓને જરૂર નહિ જણાઇ હશે એટલે મને તેઓ સાથે લઇ ગયા નહિ, તેથી તે જગાએથી ઉઠીને મેં પાછું ભટકવા માંડયું, મારૂં માથું સન્નિપાતથી ઘેરાયેલું હતું, તેમાં નતો જોયો મેં દિવસ કે નતો જોઇ રાત, કે ન જોઇ દિશા, પ્રભુની મરજી પ્રમાણે બન્યું, હું

શહેરથી જેમ બને તેમ દૂર દૂર જવા માગતી હતી, ત્યારે કુદરતે પાછી મને શહેરમાં, લંડનના પરામાં, અરે ખુદ "માર્લો મેનર" ના બારણાંમાં લાવીને નાંખી, કે જે બંગલામાં હું અગાઉ રહી હતી.

આ બંગલા પાસેથી હું આગળ વધતી હતી તેવામાં પાછળથી એક બગી આગળ પાછળ ઘોડેસ્વારો સાથે, આવતી હતી, હજુરીઆઓ રાહદારીઓને બાજુ હઠવાની બુમ મારતા હતા. હું બાજુએ હઠીને ઉભી રહી અને બગીમાં જેઓ હતાં તેઓને જોઇ લજ્જા અને ભયથી બેભાન થઇ. મજકુર બંગલાના દરવાજા આગળજ પડી. બગીચામાં મારો આગલો આશક રેજીનાલ્ડ ફ્રીટ્સ્કયુ અને તેની પત્ની જોના ( મારી માસીની દીકરી ) હતાં.

મને ભાન આવ્યું ત્યારે હું તે બંગલાના સુંદર દિવાનખાનામાં એક પલંગ ઉપર મુલાયમ તળાઇ પર પડેલી હતી અને પલંગની ઇસ પાસે રેજીનાલ્ડ, જોના અને આર્થર બીજીસ ખુરસીઓ નાંખી બેઠેલા હતા.

પછી અરસ પરસ ખુલાસાઓ અપાયા. મેં મારો પશ્ચાતાપ દર્શાવ્યો, જોનાએ કહ્યું કે તે તેના પિતા સાથે યુરોપ ગઇ હતી તે થોડા દિવસથી જ પાછી ફરી હતી અને તે મને યોગ્ય મદદ કરશે. આર્થરે મને પોતાની સાથે રાખવા આગ્રહ કર્યો.

મને સાજી થતાં જેટલા દિવસ લાગ્યા, તેટલા દિવસ મારાં બેન બનેવી આર્થરના મહેમાન તરીકે રહ્યાં, હું મારી મેળે ફરતી હરતી થઇ ત્યારે તેઓ ગયાં. હું સાજી થઇ, આર્થર સાથે ગાડીમાં

બેસીને ફરવા જવા લાગી એ ખરૂં, પણ થોડા દિવસ પછી મને ક્ષયનો રોગ લાગુ પડયો અને ધીમે ધીમે હું ગળાવા લાગી. મારો રોગ મહિનાઓ સુધી ચાલ્યો પણ આર્થરે જરાય કંટાળો બતાવ્યો નહિ, મારી બરદાસ્ત માટે તેણે કદી એક સુકન પણ મને કહ્યો નહિ.

થોડા દિવસ પછી વર્તમાન પત્રોમાં મેં વાંચ્યું કે ટોબી ગ્રેસનને ખુન માટે ફાંસીની સજા થઇ હતી.

× × ×

તા. ૧૬ મી માર્ચ ૧૮૫૨

આર્થર ગ્રીજીસને ત્યાં રહેવા આવ્યાને મને ૬ મહિના થઇ ગયા છે. ભૂતકાળની વાતો આર્થરે આજે કાઢી, તેણે કહ્યું. "૧૮૪૯ના જુલાઇમાં તને મળ્યા પછી હું પરદેશ જતો રહ્યો હતો અને ઇંગ્લેંડ કદી પણ પાછો આવવાનો હતો નહિ, પણ પરદેશમાં મને તારાજ વિચાર આવ્યા કરતા હતા કે તેં જે રસ્તો લીધો હતો તેનું અનિષ્ઠ પરિણામ આવશે, તેથી હું ઇંગ્લેંડ પાછો આવ્યો અને તને શોધવા લાગ્યો. મને જે હાલતમાં રવડી મરતો તેં બચાવ્યો હતો તેવી મેં તને બચાવી છે, એમાં હું કંઇ ઉપકાર કરતો નથી, તને શોધવા હું થીએટરો આગળ આવતો હતો, પણ એક દિવસ રાત્રે મને જોઇને તું નાસી ગઇ તે પાછી દેખાઇજ નહિ, તું ઉતાવળી ઉતાવળી એક દિવસે સાંજે વોટલુ ગ્રીજના તરફ જતી હતી ત્યાં પણ મેં તને જોઇ હતી તે મને કંઇ અજાણી નહોતી, પણ કુદરતે તેવા વખતમાં તારો અને મારો મેલાપ થવાનુંજ નહિ સર્જેલું તે! પણ બોલ, હવે તારૂં પાણિગ્રહણ કયારે કરવા દેશે ?"

"મુડદાંને હાથે મિંઢળ?" મેં સ્મિત કરી કહ્યું.

"લોકોએ જાણુવું જોઇએ કે મુડદું કોઇ અજ્ઞાન સ્ત્રીનું નથી પણુ આર્થર બ્રીજીસની પત્નીનું છે."

આર્થરની આ દરખાસ્ત સાંભળ્યા પછી એકાંતમાં હું ખુબ રડી, કેવો પ્રેમી આત્મા, મારૂં મરણુ સુધારવા મારા જેવી ક્ષયરોગમાં મરવા પડેલી અબળાનું પાણિગ્રહણુ કરવા તૈયાર થાય એ આત્મા કેટલો ઉદાર?

મને ક્ષય રોગ થયો છે, હવે હું આરસીમાં જોઉં છું તે સૌન્દર્ય માટેની અહંવૃત્તિથી નહિ.—મારી અહંતા બધી મરી ગઇ છે—પણુ મારા રોગનું માપ કાઢવા કે તે કેટલો આગળ વધ્યો છે. બાકી મારે હવે સૌન્દર્ય કે સૌન્દર્યના ઉપાસકોનું કામ પણુ શું છે? મેં જગતની મોજમઝા ભોગવી છે, મેં દુનિયાના દુર્ગુણો સેવ્યા છે, કર્મના ફળનો નિયમ હું સૌ કરતાં વધારે સમજી છું. હવે ઇશ્વર પ્રાર્થનામાં મારૂં ધ્યાન ચોટે છે અને તેથી આત્માને શાંતિ રહે છે.

પણુ આર્થરને હું પરણું તો નહિજ, તે તો ઉદાર આત્મા છે, પણુ મારે મુડદાં જેવીએ તો વિચાર કરવો જોઇએ ને?

× × ×

તા. ૪ થી એપ્રીલ.

આર્થરને હવે લાગે છે કે હું મરણુને પંથે પડી ચુકી છું, તે નિસ્તેજ અને રડમસ થઇ ગયો છે, છતાં જેમ તેમ ધીરજ રાખીને "ઇશ્વરેચ્છા બલીયસી" ના સુત્રને માન આપે છે. મને પોતાને હવે

ઝાઝું દુઃખ લાગતું નથી અને આર્થર પણ મારે માટે પ્રાર્થના કરે છે કે મને શારીરિક દુઃખ બહુ ભોગવવું પડે નહિં. આર્થરે ડાક્ટરને બોલાવીને મને કેથે હવાફેરે લઇ જવાય કે નહિ તે પૂછ્યું, પણ ડાકટરે ના પાડી છે.—હવે હું અને આર્થર વાત કરીએ છીએ ત્યારે તેમાં દુઃખના વિષયને બાદજ કરીએ છીએ.

ચેસ્ટરથી ડો. બ્રેડફર્ડના પત્ર આવે છે તે પ્રમાણે મારા પિતા ગાંડપણમાંથી કદી પણ સાજા થાય તેમ લાગતું નથી, છતાં એકવાર તેમને મલવા મારો જીવ તલપાપડ થાય છે, પણ ડાકટરો મને જરા પણ અથડામણ લાગે તેવું કરવા દેતા નથી.

\+ \+ \+

તા. ૧૫ મી એપ્રીલ,

છેલ્લા થોડા દિવસથી હું મારાં સંસ્મરણોની પોથી સુધારી રહી છું. આર્થર માટે મેં એક કાગળ લખી રાખ્યો છે તે તેને મારા મુઆ પછી મળશે. તેમાં મેં તેને આ પોથી જરૂર જણાયે સુધારા વધારા કે ફેરફાર કરીને-પ્રગટ કરવાની વિનંતિ કરી છે, મને આશા છે કે તે મેં જેમ લખી છે તેમ ને તેમ પ્રગટ કરશે, કારણ કે નામો મેં બધાં બનાવટી લખ્યાં છે એટલે તેથી કોઇની વ્યક્તિગત લાગણી દુઃખાવાનો સંભવ નથી.

હમણાં હમણાં આર્થર મારી પાસે બહુ વખત બેસે છે અને અમે આખાં જગતની ફિલ્સુફી અને માનસ સ્વભાવનો સમુદ્ર

ડહોળીએ છીએ આથી. મને ભય રહે છે કે હું મરી જઇશ ત્યારે આર્થરને મારાં અનસ્તિત્વનું દુઃખ વધારે લાગશે.

× × ×

તા. ૭ મી મે.

આજે વર્તમાન પત્રમાં વાંચું છું કે મી. ગુસ્તેવસ આલવનલી બુલોન ખાતે થોડા દિવસપર ગુજરી ગયો છે.

આજે સવારે વળી મીસીસ ઇવાન્સ (યાને મારી આગલી દાસી ફ્રાન્સીસ)નો મને કાગળ મળ્યો છે; તેમાં લખ્યું છે કે મરહુમ લેડી લુસીઆની (હરામની) દીકરી જેમીલા મીલર ૧૧ વરસની થઇ છે; બહુ ખુબસુરત અને પ્રેમાળ સ્વભાવની નીકળી છે; ફ્રાન્સીસ અને તેનો પતિ તે બિચારી અજ્ઞાત માતપિતાની છોકરીને સુખી કરવા પ્રયત્ન કરશે એવી મને ખાત્રી છે.

× × ×

તા. ૧૮ મી મે.

આજના વર્તમાન પત્રમાં વાંચું છું કે એડવીન લશીંગટને નાદારી કોર્ટનું રક્ષણ માગ્યું છે. લશીંગટન લફંગો હોવા છતાં; મારા પિતાને ડો. બ્રેડફર્ડનાં પાગલખાનામાં રાખવા તથા તેમની મિલ્કત છોડવવા તેણે મને ઉધાર હાથે આપેલી મદદ ધ્યાનમાં લઇ મારે તેની આફતમાં કંઇ મદદ કરવી જોઇએ; આર્થરને મેં વાત કરી એટલે તેણે તેની ઉપર નનામાં-૧૦૦ પોંડ મોકલી આપ્યા છે.

બે ત્રણ દિવસથી મારી નબળાઇ વધવા લાગી છે; શરીરની અંદર કંઇ અકથ્ય દર્દ થાય છે, મારા ગાલ છેક સફેદ રૂની

પૂણી જેવા થઇ ગયા છે પણ આંખોનો ચમકાટ અકુદરતી બહુ વધી ગયો છે.

× × ×

તા. ૯ મી જુન.

આર્થરનો સહવાસ દિવસે દિવસે મધુરતર લાગવા માંડયો છે; પણ હવે તે શા કામનો? મરવાનું ગમતું તો નથી; પણ મેધ અને મોત આપણાં હાથમાં છે?

× × ×

તા. ૧૯ મી જુન

જેમ જેમ મરણોન્મુખ થતી જાઉં છું તેમ તેમ પશ્ચાત્તાપના પાવકમાં પારાવાર પ્રજ્વળું છું; મારી આંખોમાં આંસું સુકાઇ ગયાં છે; આર્થર અને બીજા મિત્રો મને બહુ આશ્વાસન આપે છે; પણ તે કશાંની મારાપર અસર થતી નથી.

મેં મરણે પછીની મારી ઇચ્છા વિષેનો કાગળ આર્થરને આપી દીધો છે; ઉપરાંત તેને રૂબરૂ વિનંતી કરી છે કે એડમન્ટનના દેવળના વાડામાં દાટવી; કેમજે હું ત્યાં દટાઉં તો મારી કબર હંમેશાં લીલી રહે, તેનાપર હંમેશાં ફુલ ચઢે અને એક સ્નેહી હૃદય રોજ બે આંસું પણ સારશે......આટલું લખતાં શોકથી વિહ્વળ થઇ હું.........

× × ×

તા. ૧૪ મી જુલાઇ.

જોનાનો આજે ૬ ઠો પત્ર મળ્યો, લખવાની અશક્તિને લીધે હું તેનો બેચાર લીટીમાં જવાબ આપીશ હવે જમદુત આવી

પહોંચે છે. મને દિવાનખાનામાંથી બીજા ઓરડાંમાં લઇ જવામાં આવી છે. આર્થર મારી પાસેથી ખસતોજ નથી.

\+ + +

તા. ૨૮ મી જુલાઇ (સાંજના ૪)

આજે ડો. બ્રેડફર્ડનો પત્ર આવ્યો; તેમાં મારા પિતાના મરણની ખબર લખી જણાવી હતી, તે વાંચી મને બહુ આઘાત પહોંચ્યો. વધારે આઘાત પણ લાગવાનું કારણ એ છે કે છેક મરણની ઘડી સુધી મારા પિતાને સહેજ પણ ભાન ન આવ્યું તે નજ આવ્યું. ઓહ! પિતાજી! પિતાજી! તમારા આત્માનું શું થશે? હું બે-ભાન થઇ ગઇ હતી; ઘણા કલાકે મારી મુર્ચ્છા ઉતરી છે પણ હવે હું જગતની એક બે દિવસનીજ મહેમાન છું.

## આર્થર બ્રીજીસની નોંધ.

તે ગઇ. યમદેવ તેના આત્માને પરલોકમાં લઇ ગયા છે. ઇ. સ. ૧૯૫૨ના જુલાઇની ૨૯ મી તારીખે મળસકે તે મારા ખોળામાંજ મૃત્યુ પામી. છેલ્લી ઘડી સુધી તે શુધ્ધિમાં રહી હતી અને તેના છેલ્લા શબ્દો આ હતા:-

"પ્રિયતમ આર્થર મારો શોક કરતો નહિ, આપણો વિયોગ થોડાજ સમય પુરતો છે, પરલોકમાં આપણે જરૂર પાછાં મળીશું— એવાં કે ફરી કદી જુદાં પડીએ નહિ"

